# GENERAL KNOWLEDGE TEST PAPERS

# ?

BY

**CHHAGANLAL THAKURDAS MODI**, B. A.,
Late Educational Inspector, Baroda State,

AND

**JEEBHAI GOKALDAS PARIKH**,
Late Deputy Educational Inspector, Baroda State.

Second Edition

SAMVAT 1973 A. D. 1917

શ્રી

# સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા

?

તૈયાર કરનાર


છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ,

વડોદરા રાજ્યના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,

તથા

જીભાઇ ગોકળદાસ પરીખ,

વડોદરા રાજ્યના માજી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.



આવૃત્તિ બીજી

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

# સૂચના

## 'સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળાના ખુલાસા'

એ પુસ્તક બહાર પડી ચુક્યું છે.

---

'પ્રશ્નમાળા' તથા 'ખુલાસા' એ બન્ને પુસ્તક બ્રિટિશ રાજ્યમાં મુંબઈ ઇલાકાની અંગ્રેજી તથા ગુજરાતી શાળાઓમાં ઇનામમાં આપવા મંજુર થયાં છે.

વડોદરા રાજ્યમાં 'પ્રશ્નમાળા' ઇનામ તથા લાઈબ્રેરી માટે, અને 'ખુલાસા' લાઈબ્રેરી માટે મંજુર થયાં છે

---

કિમ્મત—'પ્રશ્નમાળા'નો એક રૂપિયો, 'ખુલાસા'ના ત્રણ રૂપિયા. ટપાલ ખરચ જૂદું.

# પ્રસ્તાવના

---

જેનું બુદ્ધિ બળ, જેની શક્તિઓ, જેની લાગણીઓ, અને જેનો વાત્સલ્ય ભાવ ખરેખરાં વિકસવા પામ્યાં હોય, તેજ માણુસે ખરી કેળવણી લીધેલી કહેવાય. દરેક મનુષ્યે આવી કેળવણી લેવાની સ્પૃહા રાખવી જોઇએ. જ્ઞાનનો ભંડાર વિશાળ છે, પણુ તે મેળવવા માટે સતત પ્રયાસની જરુર છે. માણુસે નાની મોટી, સારી નરસી, કુદરતી કે બનાવટી દરેક વસ્તુની સારી માહિતી મેળવવાની જરૂર છે.

આજકાલ કેળવણીનો પ્રવાહ જોસભેર વહેતો જણુાય છે, પણુ એ જ્ઞાનની અચળ અને ઉપયોગી છાપ આપણા આચાર વિચારો અને વ્યાવહારિક બાબતો ઉપર જોઇએ તેવી પડતી જણુાતી નથી. તેથી આ ખામીઓ દૂર થાય, અને આધુનિક સમયના દેશકાળને અનુસરીને ભવિષ્યની પ્રજા મર્યાદિત કરેલી પૂર્ણુતાએ પહોચેલી દૃષ્ટિગોચર થાય, એવી અભિલાષા દરેક વ્યક્તિ રાખે એ સ્વાભાવિક છે.

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે વડોદરા રાજ્યની પ્રજાની માનસિક, નૈતિક અને આર્થિક સ્થિતિ સુધારવાના ઉચ્ચ અને સ્તુત્ય આશયથી અનેક ઉદાર યોજનાઓ કરેલી છે, જેમાં ફરજીયાત શિક્ષણુનો કાયદો રાજ્યમાં દાખલ કર્યો છે. એ મુખ્ય છે. પોતાની પ્રજા આવા કાયદાના કારણુથી ફક્ત લખતાં વાંચતાંજ શીખે, એવો શ્રીમંતનો ઉદ્દેશ અને હેતુ નથી; પરંતુ તેઓ ઉપર જણુાવ્યા પ્રમાણે કેળવણી મેળવવાનું ખરૂં રહસ્ય સમજી તદનુસાર શિક્ષણુ મેળવે, અને અધિક અધિક જ્ઞાન પ્રાપ્ત કરવાને

શક્તિવાન થાય, તથા દેશપરદેશની માહિતી મેળવતા થાય, તેમજ ચાલુ જમાનાને અનુસરી અનેક વ્યવહાર ઉપયોગી બાબતોથી અજ્ઞાત ન રહે, અને તેમની જીજ્ઞાસા જાગૃત થાય, એવી ઉચ્ચતર ઇચ્છા શ્રીમન્ત રાખે એમાં કંઇ આશ્ચર્ય નથી. આવી શુભ વાંચ્છનાને માટે અનેક રસ્તે પોતે પ્રયાસ કરતા કરાવતા રહે છે.

શ્રીમંત મહારાજા સાહેબ એમનાં આવા શુભ ઉદ્દેશ અને પ્રબળ લાગણીથી પ્રેરાઇ પ્રજા વર્ગને સામાન્ય જ્ઞાન મેળવવાને કંઇક અંશે સાધનભૂત થાય એવી ધારણાથી તૈયાર કરેલી ૧૦૮ મણકાની આ પ્રશ્નમાળા પ્રજા સમક્ષ રજુ કરવાનું સાહસ અમે કરેલું છે.

આ પ્રશ્નમાળા અમુક રાજ્ય કે અમુક ભાગના લોકોનેજ ઉપયોગી થાય એવી કે તેનેજ ઉદ્દેશીને ગુંથેલી નથી, પરંતુ સામાન્ય રીતે બધા વર્ગને ઉપયોગી થઇ પડે તેવા હેતુથી તૈયાર કરેલી છે. બાળવર્ગ, કે શિષ્યવર્ગ, કે શિક્ષકવર્ગનેજ તેમાંથી કંઇક જાણવાનું મળી શકશે એમ નથી; પરંતુ નાના મોટા સર્વ જીજ્ઞાસુ વર્ગને, પ્રશ્નો અને તેના ઉત્તરમાંથી જુનું જ્ઞાન તાજું થશે, અગર કેવળ નવીજ માહિતી મળશે એમ ધારવામાં આવે છે.

આવી પ્રશ્નમાળાના ઉત્તર કે ખુલાસાની અપેક્ષા રહે, એ સ્વાભાવિક છે; અને તે પ્રશ્નમાળાની સાથે હોવા કરતાં જૂદા પુસ્તક તરીકે હોય એ ઉચિત થશે એમ ધારી, તેનું ઉત્તરરૂપ (ખુલાસાનું) પુસ્તક જૂદું પ્રગટ કરવામાં આવશે.

રંગપંચમી, ૧૯૭૧ }
વડોદરા. } છગનલાલ ઠાકોરદાસ મોદી

# સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા

---

## ૧

૧. શ્રીમંત સયાજીરાવ મહારાજા ગાયકવાડ આખા હિંદુસ્તાનના દેશી રાજાઓમાં પહેલી પંક્તિના કયા કારણોથી ગણાય છે?

૨. ગુજરાતમાં કઈ કઈ નદીઓના કાંઠા પવિત્ર ગણાય છે?

૩. પ્રથમના કાળમાં વખત જાણવાનાં કયાં સાધન હતાં?

૪. કૌરવ પાંડવની વાત કયા પુસ્તકમાં આવે છે અને તે પુસ્તકનું એ નામ પાડવાનું કારણ શું?

૫. આપણે અહીંઆં આગગાડીનો વેગ વધારેમાં વધારે કેટલા માઇલનો હશે, અને ઇંગ્લંડમાં કેટલો હશે?

૬. હિંદુસ્તાનની કઈ નદીઓમાં વહાણ ચાલી શકે છે?

૭. નીચેનાં સ્થળોનાં નામ પાડવાનાં કારણ જણાવો:- વડોદરા, અમદાવાદ, વડનગર, વિશનગર, ભરુચ, ભાગીરથી, કલકત્તા, સિંધુ, હિમાલય.

૮. (क) બૌદ્ધ ધર્મ સ્થાપનાર મૂળ પુરુષ કોણ હતા?

. (ख) હાલ એ ધર્મ કયા કયા દેશમાં મનાય છે?

૯. ન્હાવાની શી જરૂર છે, અને ન ન્હાય તો શું નુકસાન થાય ?

૧૦. હિંદુસ્તાનમાં વેપારનાં મુખ્ય બંદરો ક્યાં ક્યાં છે, અને તેમાં મુખ્યત્વે કરી કયો માલ પરદેશ ખાતે જાય છે ?

૧૧. હવા અને પવનમાં શો ભેદ છે ?

૧૨. પાણીમાં તરે એવી કેટલીક વસ્તુનાં નામ કહો.

## ૨

૧. હિંદુસ્તાનમાં ફરજીઆત કેળવણી પ્રજામાં દાખલ કરવાનું પ્રથમ માન કયા રાજાને તથા કયા રાજ્યને ઘટે છે ?

૨. કબીરવડ, દેવકી ઉનાઇના કુંડ, તુવા કાંકણના કુંડ, રુદ્રમાળ, સહસ્રલિંગ, સુરપાણ, આ ક્યાં આવેલાં છે ?

૩. (क) મુંબઇથી લંડન જવાના રસ્તા કયા કયા છે તે જણાવો.

(ख) મુંબઇથી લંડન કેટલા માઇલ છે તે કહો.

૪. વહાણ હંકારનાર અને આગગાડી ચલાવનાર કોણ કહેવાય છે ?

૫. કરણ ઘેલો કોણ હતો ? તેની મુખ્ય રાણી અને દીકરીનું નામ શું અને તે દીકરીને તે ક્યાં પરણાવવા ધારતો હતો ?

૬. પરસેવો એ શું છે? તે ક્યાંથી નીકળે છે? તેનું નીકળવાનું બંધ થાય કે ઓછું થાય તો શું નુકસાન થાય છે?
૭. તમે કયા રાજ્યમાં રહો છો, અને તેની રાજ્યધાનીનું શહેર કયું છે?
૮. ગરમી માપક યંત્રો ક્યાં છે તે કહો.
૯. (क) ગ્રામ્ય પંચાયત, મહાલ પંચાયત, પ્રાંત પંચાયત, એ સંસ્થાઓ શું છે?
(ख) તે કયે ધોરણે સ્થાપવામાં આવે છે?
(ग) એમનાં મુખ્ય કામ ક્યાં હોય છે?
૧૦. રોંચો, રાણો, પ્રજાપતિ, પગી, મીયાં, આ શબ્દો વિશેષ રીતે કોને માટે વપરાય છે?
૧૧. દરિયાપર મુસાફરી કરવાનાં સાધનો ક્યાં ક્યાં છે?
૧૨. જરથોસ્તી ધર્મના લોકો મુખ્યત્વે કયા દેવને માને છે, અને પૂજે છે?

## ૩

૧. શ્રીમંત સયાજીરાવ મહારાજા ગાયકવાડ એમણે પોતાની પ્રજાની ઉન્નતિ કરવાના હેતુથી કયા કયા કાયદાઓ કરેલા છે?
૨. કાર્લે ( કાર્લા )ની ગુફાઓ ક્યાં આવી છે, અને તે કયા લોકોનું સ્થળ છે?
૩. મુંબઈ ઇલાકામાં મોટી મોટી પ્રખ્યાત નદીઓ કઈ છે, અને તેપર ક્યાં મોટાં શહેરો છે, અને તે ક્યાં આવેલાં છે?

૪. (क) મિશ્રરંગ કયા કયા છે, અને તે કયા કયા રંગ મેળવવાથી થાય છે?
(ख) રંગની ઉત્પત્તિ શેમાંથી થઈ હશે?
(ग) પાણીનો રંગ કેવો હોય છે?

૫. દીવાસળી વગર દેવતા સળગાવવો હોય તો શું કરવું જોઇએ?

૬. પશુ પક્ષીનાં જેમાં નામ આવતાં હોય, એવી પંદર કહેવતો આપો.

૭. રામાયણ શું છે, અને તે કોણે બનાવેલું છે?

૮. મોટાં મોટાં રેલ્વે સ્ટેશનપર આગગાડી આવે છે ત્યારે એક માણુસ દરેક ડબ્બાનાં પૈડાં ઠોકી જાય છે, તેનું કારણ શું હશે?

૯. ગાયના, ઘોડાના, ઊંટના, ઘેટાના અને ભેંસના બોલવાને શું કહે છે?

૧૦. શૈવ, વૈષ્ણવ, સ્વામીનારાયણ, રામાનંદી, એ લોકોને ઓળખવાનાં કયાં કયાં ચિહ્નો છે?

૧૧. ઝાડ ઘણું મોટું હોય, પણ બી છેકજ ઝીણું હોય, એવાં ઝાડનાં નામ આપો.

૧૨. જૂદી જૂદી જાતના રેસાનાં નામ આપો અને તે શામાંથી બને છે, તે જણાવો.



૧. શ્રીમત સયાજીરાવ મહારાજા ગાયકવાડ એમણે પ્રજાના સુખ માટે કઈ કઈ જાતની કાયમની ગોઠવણો કરી છે ?

૨. ગુજરાતમાં સૌથી ઉત્તરે અને પૂર્વમાં કયા કયા પર્વતોની હારો આવેલી છે ?

૩. ફાળકો, ગરગડી, અને રેંટ એમાં શો ભેદ છે, અને એ કયા પ્રકારનું ઉચ્ચાલન છે ?

૪. નીચેના શબ્દોનો ભેદ સમજાવોઃ–
મંદિર, દહેરૂં, દેવળ, અગિયારી, મસજીદ, મઠ, દેરાસર, અપાસરો, અખાડો.

૫. હિંદુસ્તાનમાં મજીઠ, સોરંગી અને અફીણ કયા ભાગમાં વધારે થાય છે ?

૬. આગગાડી કયા કયા માપની બાંધવામાં આવે છે ?

૭. (क) ગુજરાતી પ્રાચીન દશ ગ્રંથોનાં નામ આપો.
(ख) પ્રાચીન ગ્રંથોનું સંશોધન કરી મુખ્યત્વે કોણે કોણે છપાવ્યા છે ?

૮. ખાવામાં કયા પદાર્થો સૌથી વધારે ભારે પડે છે, કે પચવા મુશ્કેલ પડે છે ?

૯. હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય થવામાં કારણભૂત કોણ ગણાય છે ?

૧૦. શામળ ભટ્ટની કવિતામાં ખાસ કરી કયા છંદ છે ?

૧૧. ઈસ્લામી લોકોના ધર્મ પુસ્તકનું નામ શું ?

૧૨. શિયાળામાં કયાં અનાજ પાકે છે, અને ચોમાસામાં કયાં અનાજ પાકે છે?



૧. હિંદુસ્તાનની ચારે દિશાએ કયાં દેવસ્થાન આવેલાં છે?
૨. માણુસનું મોટામાં મોટું સુખ કયું કહેવાય છે?
૩. પૃથ્વીના નકશાપર કે ગોળાપર આડાં ઊભાં ગોળ કુંડાળાં પાડેલાં હોય છે તે શું છે, અને એનો શો ઉપયોગ છે?
૪. નીચેની કહેવતો બાકીના શબ્દો ઉમેરી પૂરી કરો, અને તેના અર્થ સમજાવો:-
(क) "........મેઘ સમાન જળ નહીં."
(ख) "..........ધીરી બાપડિયાં."
(ग) "નહીં ત્રણમાં. નહીં તેરમાં..........."
(घ) "ઉતાવળા સો બાવરા..........."
૫. કેસર એ શું છે અને કયાં થાય છે?
૬. જૈન ધર્મના મુખ્ય પંથો કે વિભાગો કયા કયા છે?
૭. પ્રવાહી પદાર્થના ધર્મ સમજાવો.
૮. મીઠા જેવી સ્વાદમાં અને આકારમાં બીજી કઈ કઈ વસ્તુઓ છે?
૯. પાણી શિવાયનાં બીજાં પીણાંનાં નામ આપો.
૧૦. પહાડ, ડુંગર, ટેકરા, એમાં શો ભેદ છે, તે દાખલા આપી સમજાવો.

૧૧. 'મેલ ટ્રેન,' 'મેલ સ્ટીમર,' 'મેલ આવ્યો નથી,' એનો અર્થ સમજાવો.

૧૨. છાતીથી પેટ સૂધી અંદરના ભાગમાં કયા કયા અવયવો રહેલા છે?

## ૬

૧. (क) રામચંદ્રજીના પિતાનું નામ શું? અને તેમનું રાજ્ય કયાં હતું?
(ख) કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, અને મંથરા કોણ હતાં, તે જણાવો.

૨. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:-
"શૌચ અહિંસા સત્ય ને, બ્રહ્મચર્ય અસ્તેય,
ક્ષમા દયા આર્જવ ધૃતિ, મિતાહાર યમ કહેય;
નિયમ શ્રવણ સિદ્ધાંતનું, આસ્તિકપણું પ્રમાણ,
સંતોષીપણું પ્રભુ યજન, તપ જપ વ્રત ને દાન."

૩. ૭ ઋતુઓનાં નામ આપો, અને તે દરેક કયાંથી કયાં સૂધી ગણાય છે?

૪. મદારી કે નટ દોરડા ઉપર ચાલે છે, ત્યારે પોતાના બન્ને હાથમાં વાંસ રાખે છે, તેનું કારણ શું?

૫. ગુજરાત પ્રાંતમાંથી કઇ કઇ વસ્તુની નિકાસ અને આયાત થાય છે?

૬. હિંદુસ્તાનમાં ગવર્નરો, લેફ્ટેનન્ટ ગવર્નરો અને ચીફ કમીશનરોના તાબામાં કયા કયા ભાગ છે?

૭. નીચેની ટુંકી સંજ્ઞાના આખા શબ્દો સમજાવોઃ-
પ્રા.; રૂા.; પરી. ઉ ; જ .

૮. વિષ્ણુના દશ અવતાર કયા કયા કહેવાય છે?

૯. જૂના કુવા કે બંધ ઘરની હવા સારી છે કે નુકસાનકારક છે એ જાણવાને શું કરશો?

૧૦. અમૃતસરતમાં કયું દેવળ શા કારણથી વખણાય છે?

૧૧. રેલ્વેની ગાડી ઉભી રાખવાને અને ચલાવવાને માટે દિવસે અને રાત્રે કયા પ્રકાની ગોઠવણ કરેલી હોય છે?

૧૨. મધમાખીઓ મધપુડા કઈ કઇ મોસમમાં કરતી હશે?

## ૭

૧. પાણીનો શો ઉપયોગ છે, તે જણાવો.

૨. કાચ શાનો થાય છે, અને તેની શી શી વસ્તુઓ બને છે?

૩. નીચેના શબ્દો સમજાવોઃ-
ઉભણી, છોલાણું, કોઠાર, દિવાનખાનું, પકવાસા, ઝરૂખો.

૪. (क) આગગાડીમાં બેઠેલા માણસોને અકસ્માત્ વખતે ગાડી ઉભી રખાવવાને માટે કઈ ગોઠવણ રાખવામાં આવી છે?

(ख) તેના ગેરઉપયોગને માટે કયો નિયમ કરવામાં આવ્યો છે?

૫. જોડણી મળતી હોય પણ ઉચ્ચાર જૂદા જૂદા થતા હોય, તેવા પાંચ શબ્દો આપો.

૬. વલ્લભાચાર્યના સંપ્રદાયમાં કઇ ભક્તિને મુખ્ય ગણવામાં આવી છે?

૭. કોલસાના ઢગલા કરે છે, તેમાં વચ્ચે વચ્ચે પોલાણુ રાખવાનું કારણુ શું?

૮. ગુજરાતમાં ઈમારતી પત્થરની કોતરણીનું કામ કયાંનું વખણાય છે?

૯. વનસ્પતિમાં ઘણો ભાગ કયા વાયુનો છે?

૧૦. કાગળો કઈ કઇ જાતના થાય છે, તે જણાવો.

૧૧. રામાયણમાં આપ્યા મુજબ રામને મુખ્ય મદદ કરનારા કોણ હતા?

૧૨. (क) મ્યુનિસિપાલીટી કે સુધરાઈની સંસ્થા, એ શું છે?

(ख) તેને કયાં કયાં કામ કરવાનાં હોય છે?



૧. (क) પાંચ પાંડવોનાં નામ આપો.

(ख) તેમનાં માતા અને પિતાનું નામ શું?

(ग) તે પાંચે જણ કઇ સ્ત્રી પરણ્યા હતા?

૨. (क) આરોગ્ય જાળવવાને મુખ્ય સાધન કયાં કયાં છે?

(ख) આરોગ્યતાને નુકસાન કરનારી મુખ્ય બાબતો કઈ છે ?

૩. (क) લોઢું ક્યાંથી નીકળે છે ?

(ख) તે કાઢે છે તે વખતે તેનું નામ શું કહેવાયછે?

(ग) તેને સાફ શી રીતે કરે છે ?

(घ) સાફ કરેલા લોઢાના કેટલા પ્રકાર છે ?

૪. પાણીની વાયુરૂપી વસ્તુ કઈ થાય છે ?

૫. ગુજરાતમાં મુખ્ય જાત્રાનાં ઠેકાણાં ક્યાં ક્યાં છે, અને તે દરેક કોની જાત્રા માટે પ્રખ્યાત છે ?

૬. વિક્રમ રાજાની સભામાં નવ રત્નો ક્યાં હતાં ?

૭. સૂર્યની આસપાસ કયા ગ્રહો કયા ક્રમમાં ફરે છે ?

૮. આંબાનું અને આસોપાલવનું ઝાડ શી રીતે ઓળખી શકાય છે ?

૯. જૈન ધર્મના આદિ તીર્થંકર કોણ થઈ ગયા ?

૧૦. સુદામા કોણ હતા, કઈ ન્યાતના હતા, તેમનું રહેવાનું સ્થળ કયું, અને તેમની પ્રસિદ્ધિ કયા કારણને લીધે થયલી છે ?

૧૧. ગુજરાતમાં અફીણનો પાક પહેલાં ક્યાં ક્યાં થતો હતો અને હાલમાં ક્યાં થાય છે ?

૧૨. મુંબઈ સરકાર અને હિંદુસ્તાનની સરકાર એટલે શું તે સમજાવો.

# ૧

૧. નીચેની કહેવતો કયા પ્રસંગે બોલાય છે અને તેનો શો અર્થ છે:-

(क) " સાત સાંધે ને તેર તૂટે. "

(ख) " નવ્વાણું ત્યાં ભર્યા સો. "

(ग) " નવ્વાણુંનો ધક્કો લાગ્યો. "

(घ) " એક રામે લંકા લીધી, તો નવ રામ શું ન કરી શકે ? "

૨. હોળી, ઉત્તરાયણ અને દિવાળીના દહાડામાં છોકરાં કઇ રમત ગમતથી આનંદ મેળવે છે?

૩. દરિયાઈ વસ્તુઓનાં નામ આપો.

૪. નાગરિક કોને કહેવાય ?

૫. " પહેલું સુખ તે જાતે નર્યા " એનો અર્થ સમજાવો, અને તે ખરૂં છે, એ કારણ આપી સમજાવો.

૬. વેદ કેટલા છે ? તેનાં નામ આપો.

૭. (क) રેશમ શી રીતે બને છે ?

(ख) હિંદુસ્તાનમાં રેશમ ક્યાં થાય છે ?

૮. વિજળીથી હાલમાં કયાં કયાં કામો થાય છે ?

૯. (क) ગુજરાતમાં મોટામાં મોટી નદી કઈ છે ?

(ख) તે પર આવેલાં સ્થળો કહો.

૧૦. પશ્ચિમ દિશા તરફથી આવી, હિંદુસ્તાન ઉપર

સ્વારી કરેલી એવા પાંચ મુસલમાન રાજાઓનાં નામ આપો.

૧૧. કઈ કઈ ધાતુ ઢોળ ચઢાવવાના ઉપયોગમાં આવે છે?

૧૨. (क) રેશમનાં કયાં કપડાં થાય છે?
(ख) ગુજરાતમાં ક્યાંનું રેશમી કાપડ વખણાય છે?

## ૧૦

૧. યુધિષ્ઠિર રાજા તેમના કયા ગુણોને લીધે વખણાય છે?

૨. ગુજરાતી ભાષામાં ગિરધર કવિએ રચેલા મુખ્ય ગ્રંથનું નામ શું?

૩. મેલાં કપડાં પહેરવાથી શું નુકસાન થાય છે, તે સમજાવો.

૪. કડવા પાટીદારની કુળદેવીની જગ્યા, મીરાં દાતાર, કાલિકા માતા, બહુચરા માતા, એ કયાં આવેલાં છે?

૫. તમે કયા ગામમાં, કયા તાલુકામાં, કયા જીલ્લા કે પ્રાંતમાં, કયા ઇલાકામાં, કયા દેશમાં અને કયા ખંડમાં રહો છો?

૬. (क) તંબુ શેના બનાવે છે?
(ख) તે બનાવવાનાં કારખાનાં કયાં છે?
(ग) કઈ કઈ જાતના તંબુ થાય છે?

૭. આ પ્રાંતમાં આંધળાની નિશાળો ક્યાં ક્યાં છે, અને તે કાઢવાનો પહેલો પ્રયત્ન કોણે કર્યો હતો?

૮. (क) કપૂર એ શું છે?
(ख) તેનો ઉપયોગ શો છે?
(ग) તે કયા પદાર્થમાં ઓગળી જાય છે?

૯. (क) બૌદ્ધ ધર્મના મુખ્ય સિદ્ધાંતો કયા છે?
(ख) તેમાં કયાં પંચશીળ પાળવાનાં જણાવ્યાં છે?

૧૦. પાણી અને તેલ એ બન્ને પ્રવાહી પદાર્થોમાં હલકું કયું છે?

૧૧. સપાટ પ્રદેશ કોને કહેવો, અને ડુંગરી પ્રદેશ કયો કહેવાય છે?

૧૨. નીચેના શબ્દો સમજાવો:-
ભરણું, તગાવી, મુકર્દમો, પહોંચ ચોપડી, હુંડી, મનિ ઑર્ડર, અને ચોરો.

## ૧૧

૧. નર્મદા નદીપર આવેલાં તીર્થનાં નામ આપો.

૨. (क) કૌરવો કેટલા હતા?
(ख) તેમાં મુખ્ય કોણ?
(ग) તેમનાં માત પિતાનાં નામ કહો.

૩. રાજા કોને કહેવાય? મુસલમાન રાજાને શું કહે છે?

૪. તાવના પ્રકાર ગણાવો.

૫. 'કાંટો' એ શબ્દના જેટલા અર્થ થતા હોય તેટલા વાક્યમાં વાપરી બતાવો.

૬. (क) હવા ભિનાશવાળી કયારે કહેવાય અને સુકી કયારે કહેવાય?

(ख) હવામાં ભિનાશ કયાંથી આવે છે?

૭. 'ચિંતામણિ' એટલે શું?

૮. ખેતીના પાકને કેવા કેવા કારણોથી નુકસાન થાય છે?

૯. જૈન ધર્મના સાધુઓ (સ્ત્રી અને પુરૂષ) કઇ સંજ્ઞાથી ઓળખાય છે?

૧૦. (क) ગુજરાતી ભાષાના આદિ કવિ કોણ ગણાય છે?

(ख) તેમનાં રચેલાં કાવ્યો વગેરે કોણે કોણે પ્રગટ કરેલાં છે?

૧૧. હિંદુસ્તાનમાં મુખ્ય મુખ્ય પર્વતોની હારો કઈ છે, અને તે કઇ દિશાએ છે?

૧૨. અફીણનો ઘણો ઉપયોગ કયા દેશમાં કરવામાં આવે છે?

## ૧૨

૧. કયા પદાર્થો આરોગ્યતાને નુકસાન કરે છે?

૨. (क) ફ્રાન્સની રાજપદ્ધતિ કયા પ્રકારની છે?

(ख) તેવી પદ્ધતિ બીજા કયા દેશોમાં ચાલે છે?

૩. નીચેના શબ્દો કયો ધંધો કરનારને માટે વપરાય છે?

નેસ્તી, પસ્તાગિયો, ચોકસી, પટવો.

૪. દોરડા કયા કયા રેસાનાં થાય છે?

૫. (क) શહેરના દરવાજાનાં નીચેનાં નામો આપવાનું કારણ શું હશે:-

દિલ્હી દરવાજો, લાલ દરવાજો, લાહોરી દરવાજો, પ્રેમ દરવાજો, ગેંડીનો દરવાજો.

(ख) આવાં નામ જ્યાં આવેલાં હોય તેવાં થોડાંક શહેરનાં નામ આપો.

૬. 'માથું' એ શબ્દની જોડે જૂદા જૂદા બીજા શબ્દો આવીને તેના જે જે જૂદા જૂદા અર્થ થતા હોય તે સમજાવો.

૭. ગુજરાતી અક્ષર અને બાળબોધ અક્ષરમાં શો ભેદ છે તે સમજાવો.

૮. મશરૂ, બનાત, શાલ, મખમલ, આ કાપડ કઈ જાતનાં કહેવાય છે?

૯. પંચ મહાભૂતનાં નામ આપો.

૧૦. જડ પદાર્થનાં ત્રણ રૂપ કયા કયા છે?

૧૧. કાવ્યમાં રસ કેટલા પ્રકારના છે, અને તે કયા કયા તે જણાવો.

૧૨. ગુજરાતનાં મુખ્ય બંદરોનાં નામ આપો.

# ૧૩

૧. માણસને વધારે પ્યાર કઈ ભૂમિને માટે હોયછે?

૨. રોઝો અને મસજીદ એમાં શો ફેર છે? ગુજરાતમાં ખાસ કરી કઈ કઈ મસજીદો અને રોઝા વખણાય છે?

૩. પુષ્કરજી એ કયાં આવ્યું છે? તે શાને માટે પ્રખ્યાત છે?

૪. હિંદુસ્તાનમાં વેપારને માટે વખણાયલાં મોટાં મોટાં શહેરો કયાં છે?

૫ કૌરવ સૈન્યના મુખ્ય પાંચ યોદ્ધાઓનાં નામ આપો.

૬. (क) આગગાડીમાં ભારે ગાંસડીઓ કે વસ્તુઓ ચઢાવવાના સાંચાનું નામ શું?
(ख) તેમાં કઈ યાંત્રિક શક્તિનો ઉપયોગ કરવામાં આવ્યો છે?

૭. ડાંગર અને ઘઉંને કેવી જમીન વધારે અનુકૂળ છે? તેનાં ખેતર કેવાં હોય છે?

૮. મુસલમાન લોકોના ધર્મમાં પાંચ રૂકન એટલે સ્તમ્ભ કયા ગણાય છે?

૯. ગુજરાતમાં તાંબા તથા પીતળનાં વાસણો કયાંના વખણાય છે?

૧૦. "મૃગજળ" એ શું હશે? તે શા કારણથી થાય છે? એનું બીજું નામ શું છે?

૧૧. નીચેના શબ્દોના જેટલા અર્થ થતા હોય તેટલા આપોઃ-
રામ, નાના, ઉત્તર, વાટ, ક્ષય, શિક્ષા, ખાતર.

૧૨. ગુજરાતી ભાષામાં હાલ કયાં કયાં માસિકો અને ત્રિમાસિકો નીકળે છે?

# ૧૪

૧. કરનાળી અને પ્રયાગ આગળ કઈ કઈ નદીઓનો સંગમ થાય છે, અને તે સંગમોનું નામ શું છે?

૨. હિંદુસ્તાનમાં વસ્તીમાં મોટામાં મોટું શહેર કયું છે?

૩. આગગાડીના ડબ્બાઓમાં ટપાલ લઈ જનાર ગાડીની શી નિશાની હોય છે?

૪. ગ્રામ્ય પંચાયત, મહાલ પંચાયત, પ્રાંત પંચાયત, એમણે શું શું કામ કરવાનાં હોય છે?

૫. અમદાવાદ શહેર અને સુરત શહેર કઈ કઈ ખાસ કારીગીરી માટે પ્રસિદ્ધ છે?

૬. યાંત્રિક શક્તિઓનાં નામ આપો.

૭. વારસાની બાબતમાં હિંદુ અને અંગ્રેજના રિવાજમાં મુખ્ય ફેર કયો છે?

૮. ગુજરાતમાં લોઢાનાં વાસણ તથા સામાન ક્યાં ક્યાં થાય છે?

૯. સુવાસિત પુષ્પોવાળાં છોડનાં નામ આપો.

૧૦. ખ્રિસ્તીધર્મના લોકો કોને માને છે, અને અને તેમનું ધર્મપુસ્તક કયું છે?

૧૧. મહાભારતની લઢાઈ ક્યાં આગળ અને કોની વચ્ચે થઈ હતી?

૧૨. જે ઝાડના જૂદા જૂદા ભાગ મસાલા તરીકે વાપરવામાં આવે છે તે કયાં છે તે જણાવો.

## ૧૯

૧ હિંદુસ્તાનની વસ્તી કેટલી છે? અને તેમાં હિંદુઓની વસ્તી કેટલી છે?

૨ (क) કરણઘેલાનો પ્રધાન કોણ હતો?

(ख) ગુજરાતનું રાજ્ય મુસલમાન પાદશાહના હાથમાં જવાને કારણભૂત કોણ હતું?

૩. નીચેનાં વાક્યોના અર્થ સમજાવો:—

(क) "બાગ તાજને અને તાજ બાગને શોભાવે છે."

(ख) "આગ લાગે ત્યારે કૂવો ખોદવો."

(ग) "દુઃખનું ઓસડ દહાડા."

(घ) "કાગનું બેસવું ને, તાડનું પડવું"

૪. (क) શામળ ભટ્ટ કયાંના વતની હતા?

(ख) તેમના પ્રસિદ્ધ ગ્રંથોનાં નામ આપો.

(ग) શામળ ભટ્ટને મદદ કરનાર કોણ હતા?

૫. ઇસ્લામી ધર્મ સ્થાપનાર કોણ? અને તે કયાં થઇ ગયા?

૬. રવો, મેંદો, લાપસી, લોટ, આમાં શો ભેદ છે તે જણાવો.
૭. વિલાયત જનારા ગુજરાતીઓમાં સૌથી પહેલ કોણે કરી હતી?
૮. ગુજરાતના મોટા મોટા પર્વતોનાં નામ આપો, અને તે દરેક પર્વત ઉપર કયા દેવની સ્થાપના છે તે જણાવો.
૯. અંગ્રેજ લોકોની દિવાળીને શું કહે છે? અને તે ક્યારે આવે છે?
૧૦. કુવામાંથી સહેલથી પાણી કાઢવાનાં કયાં કયાં યંત્રો છે?
૧૧. હિંદુસ્તાનમાં ચાહનાં ખેતરો કયાં કયાં છે?
૧૨. પોલીસ થાણાના મુખ્ય અમલદાર કોણ હોય છે? અને તેની સત્તા કેટલા ભાગમાં હોય છે?

## ૧૬

૧. હિંદુસ્તાનની કઈ કઈ નદીઓ હિંદુધર્મમાં પવિત્ર ગણાય છે?
૨. શ્વાસ લેવામાં કેવી હવા આરોગ્યતાને લાભકારક ગણાય છે?
૩. કિવનાઈન એ શું છે અને શેનું થાય છે?
૪. હિંદુસ્તાનના ગવર્નર, લેફટેનન્ટ ગવર્નર, અને ચીફ કમિશનરના અધિકારમાં શા ફેરફાર છે?

૫. અમદાવાદ, વડોદરા, સુરત, અને મુંબઈની વસ્તીના આંકડા જણાવો.
૬. પદાર્થનાં ત્રણ રૂપ કયા કારણને લીધે થઈ શકે છે?
૭. (क) શ્રીમદ્ ભગવદ્ગીતા એ કયા ગ્રંથનો ભાગ છે? (ख) તેમાં કોણે કોને ઉપદેશ કરેલો છે?
૮. નીચેના શબ્દોના ભેદ સમજાવો:—ઘોડો અને ટટ્ટુ; બળદ અને આખલો; ગાય અને હોડકી; જોટડી અને ભેંસ.
૯. અથાણાં કઇ કઇ ચીજોનાં બને છે?
૧૦. દરેક સૈકો કયાંથી કયાં સૂધીનો ગણાય?
૧૧. ગુજરાતમાં હવા ખાવાનાં ઠેકાણાં કયાં છે અને તે કયાં આવેલાં છે?
૧૨. કયાં કયાં પ્રાણીના વાળ લુગડાં બનાવવામાં વપરાય છે?

## ૧૭

૧. હિમાલય પર્વત ઉપરનાં કયાં કયાં શિખરો પ્રખ્યાત છે?
૨. (क) સાહી કઈ કઈ જાતની હોય છે? (ख) છાપવાની સાહી શાની બને છે? (ग) લખવાની સાહીમાં મુખ્યત્વે કરીને કયા પદાર્થો હોય છે?
૩. પારસી લોકોની વસ્તી હાલ મોટે ભાગે કયાં છે?
૪. નીચે જણાવેલી કહેવતોના પ્રસંગ અને અર્થ સમજાવો:—

(क) "વખાણી ખીચડી દાંતે વળગી."
(ख) "ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર"

૫. ગુલાલ, કંકુ, અબીલ એ શાનાં બને છે?

૬. ચોખા-સાબુ ચોખા, જીરૂં-શાહજીરૂં, કાળાં મરી-ધોળાં મરી, આવળ-મિંઢિ આવળ (સોનામુકી), આ પદાર્થોનો ઉપયોગ સમજાવો

૭. હિંદુસ્તાનમાં પ્રથમ કયા આરબ સરદારે ચઢાઈ કરી હતી અને તેની સાથે હિંદુસ્તાનનો કયો હિંદુ રાજા લઢયો હતો?

૮. પચુસણ એ શું છે, અને તેને કયા લોકો માને છે?

૯. (क) મધ કોણ બનાવે છે? (ख) મધ શામાંથી થાય છે? (ग) મધની સાથે બીજો કયો પદાર્થ બને છે?

૧૦. ગુજરાતમાં ઉના પાણીના કુંડ કયાં આવેલા છે?

૧૧. કુવામાંથી હાથે પાણી ખેંચવાને બદલે ગરગડીની મદદથી કાઢવાથી શો અને કઈ રીતે ફાયદો થાય છે?

૧૨. કઇ કઈ સેના ચતુરંગ સેના કહેવાય છે?

## ૧૮

૧. હિંદુસ્તાનની લંબાઈ પહોળાઈ કેટલા માઇલ હશે?

૨. પૃથુરાજે જે સાત તવા વિંધ્યા, તેની શી કહાણી ચાલે છે તે જણાવો.

૩. નીચેના શબ્દોની સમજુતી આપોઃ–
કાંઠા, ભાડું , કરાડા, વેહેણ, પટ, ભેખડ, કઢણ, ખડક.

૪. જાડી ચામડીવાળાં પ્રાણી કયાં કયાં છે ?

૫. કૃષ્ણનાં માતાપિતાનું નામ આપો. તેઓ કયાં ઉછર્યા હુતા, અને ઉછેરનાર માતાપિતાનું નામ શું ?

૬. મુંબઈ ઇલાકાનાં મોટાં પાંચ શહેરોનાં નામ આપો.

૭. પરદેશ પૈસા મોકલવા હોય તો તેની કઈ કઇ રીત છે ?

૮. કેરોસીન તેલ (ઘાસલેટ) શું છે, અને તે કયાંથી નીકળે છે ?

૯. ગ્રેટબ્રિટન કરતાં હિંદુસ્તાન કેટલા ગણું મોટું હશે ?

૧૦. કેસુડાનાં ફૂલ કયા ઝાડ પર થાય છે, અને તે ઝાડના ફળનું નામ શુ ?

૧૧. પારસી લોકો મુખ્યત્વે કરીને કયા કયા ધંધા કરે છે, અને કયા ધંધામાં કોઈ પણ પારસી રોકાયલો જણાતો નથી ?

૧૨. સવારે, બપોરે અને સાંજે સૂર્ય સામે ઉભા રહેવાથી આપણો ઓળો કેણી તરફ પડે છે, અને કેવો પડે છે ?

# ૧૯

૧. (क) પંજાબ નામ શા ઉપરથી પડેલું છે?
(ख) ગંગા અને જમનાની વચ્ચેના પ્રદેશને શું કહે છે?

૨. તાર મૂકવાની સંસ્થાઓ કઈ કઈ છે?

૩. (क) પૃથુરાજને દિલ્હીની ગાદી શી રીતે મળી હતી? (ख) એ ગાદી મળવાથી રજપુત રાજ્યોના સંબંધમાં શું પરિણામ આવ્યું હતું?

૪ ગુજરાતમાં મુસલમાની રાજ્ય થયું, તે પહેલાં ગુજરાતની રાજધાનીનું શહેર કયું હતું, અને મુસલમાન રાજાઓએ રાજધાની ક્યાં કરી હતી?

૫. ખેતીનાં કેટલાંક મુખ્ય મુખ્ય ઓજારોનાં નામ આપો.

૬. કયા ઝાડનાં ફળ કોળા જેવડાં મોટાં થાય છે, અને બીજાં ઝાડને અને એ ઝાડને ફળ લાગવામાં શો ભેદ છે?

૭. ઇંગ્લન્ડનું ક્ષેત્રફળ હિંદુસ્તાનના કયા ભાગ જેટલું હશે?

૮. પાણીનું વેહેણુ કઈ તરફ હમેશાં હોય છે?

૯. (क) ગોવર્ધન પર્વત ક્યાં આવ્યો છે? (ख) એનું બીજું નામ શું છે? (ग) એ વૈષ્ણવ ધર્મમાં કેમ પવિત્ર ગણાય છે?

૧૦. (क) અફીણ શી રીતે બને છે? (ख) અફીણનાં બીઆંને શું કહે છે, અને તેનાં જિંડવાંને શું કહે છે? (ग) તે શા કામમાં આવે છે?

૧૧. કેવે કેવે પ્રસંગે હડતાલ પાડવામાં આવે છે?

૧૨. અમદાવાદથી મુંબઈ જતાં કઇ કઇ મોટી નદીઓ ઓળંગવી પડે છે?

# ૨૦

૧. અસલના વખતથી તે આજ સૂધી હિંદુસ્તાનનું પાયતખ્ત શહેર કયું છે?

૨. ગુજરાતમાં ભરવાડ લોકોની વસ્તી કયા ભાગમાં ઘણી છે?

૩. ચૂલા ઉપર તપેલામાં પાણી ઉકળવાને મૂક્યા પછી બધું પાણી બળી જાય, એટલે તે પાણીનો નાશ થઈ ગયો કહેવાય કે કેમ?

૪. ઘણા દિવસના બંધીઆર કે હવડ કુવામાં કે ઓરડામાં ઉતરવાથી અથવા જવાથી શું નુકસાન છે અને તેનું કારણ શું છે?

૫. હિમાલય પર્વતની લંબાઈ અને ઉંચાઈનું માપ આપો.

૬. નીચે આપેલાં વાક્યો સમજાવો:—

(क) “કૃપણનું ધન કાંકરા બરાબર.”

(ख) “લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું નહીં.”

૭. આગગાડીમાં બેસતાં કઈ દિશા તરફ મ્હોં રાખી બેસવું, તે કારણ સહિત કહો.
૮. ચાર આશ્રમ કયા છે, અને તેમાં મુખ્ય આશ્રમ કયો ગણાય છે, ને તે શા કારણથી ?
૯. (क) કઈ કઈ વનસ્પતિના રેસા કઈ જાતનાં લુગડાં બનાવવામાં કામ આવે છે ?
(ख) તે બીજા કયા ઉપયોગમાં આવે છે ?
૧૦. ગામોનાં નામના છેડાના અક્ષર મળતા આવે એવાં કેટલાંક નામ આપો.
૧૧. નીચેના શબ્દોના નરજાતિ વાચક શબ્દો જણાવો:–ગાય, ભેંસ, ઉંટડી, ઢેલ.
૧૨. મલમલ ને મખમલમાં શો ફેર છે અને તે શાની થાય છે ?

# ૨૧

૧. ગુજરાતની રાજધાની અણુહિલવાડ પાટણમાં કયા રાજાએ કઈ સાલમાં કરી હતી, અને તેનું એ નામ પાડવાનું કારણ શું ?
૨. નીચેના શબ્દો કયે પ્રસંગે વપરાય છે, તે તેના અર્થ સાથે જણાવો:–
યાવચ્ચંદ્રદિવાકરૌ, અભરામનકુલદાવા, સાહુજોગ, આદેહઅંગે, વાસ્તેવંમ.
૩. જેને દાંતાવાળાં પાંદડાં થતાં હોય, એવાં છોડ અને ઝાડનાં નામ આપો.

૪. ગુન્હા પકડનારા અધિકારીઓના હોદ્દાનાં ક્રમ પ્રમાણે નામ આપો.

૫. નીચેનાં સ્થળો ક્યાં છે ને શાને માટે પ્રખ્યાત છેઃ– સીમલા, જગન્નાથ, રામેશ્વર, બદ્રિકેદાર, હરદ્વાર.

૬. પેનસીલ શાની બને છે?

૭. વલ્લભાચાર્ય કે વૈષ્ણવ પંથનાં જાત્રાનાં સ્થળ ક્યાં ક્યાં છે?

૮. શરીરપર ચામડીનાં પડ કેટલાં છે, અને તેમાં સૌથી ઉપલું પડ કેવું હોય છે?

૯. (क) કયું પશુ ખંધુ કહેવાય છે, ને કયું પક્ષી ખંધુ કહેવાય છે?

(ख) રાત્રે દેખી શકે એવાં પ્રાણી ક્યાં છે?

૧૦. દેવતાનો ઉપયોગ સમજાવો.

૧૧. વેલાવાળી વનસ્પતિ કઈ કઈ છે?.

૧૨. માટીનાં વાસણમાં પાણી કેમ ભરતા હશે તે કહો.

## ૨૨

૧. નીચે જણાવેલા શબ્દો વાક્યોમાં વાપરી બતાવોઃ– લુમખો, લૂમ, ઝુમખો, ધેન, ઘોર, જોક, ઝુડી, ઝુડો, કલ્લો, કોળો, ઝુંડ, પણી, ભોર, ઢગલો, થોકડો, હેલ.

૨. નીચેનાં સ્થળો કઈ રેલ્વેપર આવેલાં છેઃ– વલસાડ, સિદ્ધપુર, ચાણોદ, ધોળા, ઉમરેઠ.

૩. માણુસના શરીરમાં કેટલાં હાડકાં છે?
૪. ગુજરાતમાં હિંદુ લોકોમાં શુભ અવસરના પ્રસંગે શુકનમાં કયું જમણુ કરવાનો રિવાજ છે?
૫. (क) મુંબઈ શહેરમાં કયાં વર્તમાનપત્રો પ્રગટ થાય છે.
(ख) ગુજરાતમાં મુખ્ય મુખ્ય વર્તમાનપત્રો કયાં કયાં પ્રગટ થાય છે?
૬. રાજર્ષિ અને બ્રહ્મર્ષિ આ શબ્દો કોને લાગુ પાડવામાં આવ્યા હતા, અને તેનું કારણુ શું હતું?
૭. દિવાસળી બનાવવામાં મુખ્ય વસ્તુ કઇ આવે છે?
૮. રેલ્વે સ્ટેશન ઉપર આગગાડી આવવાની હોય તે વખતે ત્રણુ ઘંટા કયારે કરે છે, અને પાંચ ઘંટા કયારે કરે છે?
૯. ગુજરાતમાં જળધોધ કયાં છે, અને કઈ નદીનો તે ધોધ છે?
૧૦. દવ બળે છે એટલે શું?
૧૧. ગુજરાતના રાજા મહમદ બેગડાનું નામ બેગડો શા ઉપરથી કહેવાય છે?
૧૨. કેટલાક કંદનાં નામ આપો?

## ૨૩

૧. ગુજરાતમાં ઘઉં, તમાકુ, કપાસ, અને ડાંગરનું વાવેતર મુખ્યત્વે કરી કયા કયા ભાગમાં થાય છે?

૨. (क) ચાંપાનેર શહેરમાં પ્રથમ કયો હિંદુ રાજા રાજ્ય કરતો હતો? (ख) તેનું રાજ્ય નાશ થવાની કંઈ દંતકથા ચાલે છે? (ग) એ વંશના રાજાનું રાજ્ય હાલ ક્યાં છે?

૩. હિંદુસ્તાન માંહેની પાંચ પુરીનાં નામ આપો?

૪. દૂધવાળાં ઝાડ કે છોડ ક્યાં ક્યાં છે?

૫. ગુજરાતમાં ગરમ હવાવાળા, ઠંડી હવાવાળા અને મધ્યમ હવાવાળા કયા પ્રદેશો છે?

૬. (क) ધ્રુવજી ને પ્રહ્લાદજી એ કોણ હતા? (ख) એમના સંબંધમાં શી વાત છે?

૭. મોતી ક્યાં થાય છે? તે શેમાં થાય છે, અને ક્યાંથી આવે છે?

૮. માણસના શરીરમાં હાડકાંની પેટીઓમાં જે અવયવો રહેલા છે, તેનાં નામ આપો.

૯. કેટલાંક કરિયાણાંનાં નામ આપો?

૧૦. હિંદુસ્તાનમાં રેતીનાં રણ ક્યાં છે?

૧૧. ગુજરાતમાં મેમાનગીરી કરનારા લોકો ઘણું કરી ક્યાંના વખણાય છે?

૧૨. હિંદુસ્તાનમાં ઉનાળામાં વધારેમાં વધારે તાપ કેટલી ડીગ્રી પડે છે?

## ૨૪

૧. સુરપાળ, વીમળદેવી, રૂપસુંદરી, રાણકદેવી, એ કોણ હતાં?

૨, કયા કેફી પદાર્થનાં વ્યસન લોકોમાં જાણીતાં છે?
૩. હિંદુસ્તાનનાં પાંચ પ્રાચીન શહેરોનાં નામ આપો.
૪. ચંદ્ર કયે દહાડે આખો ઉગે છે, કયારે સમૂળગો દેખાતો નથી, અર્ધો કયારે દેખાય છે, અને પા કયારે દેખાય છે?
૫. નીચેની કહેવતોનાં પ્રસંગ જણાવી અર્થ સમજાવો:-

(क) "ઉતાવળે આંબા ન પાકે."
(ख) "પોપટીઉં જ્ઞાન."
(ग) "વાવે તેવું લણે."

૬. ગુરૂકુળ શું છે તેની હકીકત ટુંકામાં સમજાવો.
૭. જેમાંથી ગુંદર નીકળે (ઝરે) છે એવાં ઝાડ કયાં છે?
૮. શરદ પુનેમની રાત ક્યારે હોય છે?
૯. શિયાળામાં ઉનનાં કપડાં શા માટે પહેરવામાં આવે છે?
૧૦. પિતૃભક્તિ, સ્વામિભક્તિ અને ભ્રાતૃભાવ વિષે રામાયણમાંથી દૃષ્ટાંતો આપો.
૧૧. જેનાં શાક અથવા કંદ થાય એવા છોડ અને વેલાનાં નામ આપો.
૧૨. ગામડું, ગામ, કસ્બો, શહેર, એમાં શો તફાવત છે?

## ૨૯

૧. હિંદુ લોકોમાં મંગળ કાર્ય વખતે પ્રથમ કયા દેવતાનું આવાહન કરે છે?

૨. ઘર, હવેલી, મહેલ, બંગલો, ઝુંપડું, છાપરી, ડહેલું, તબેલો, એમાં શો ભેદ છે તે સમજાવો?

૩. (क) છાપખાનાં કયા કયા પ્રકારનાં હોય છે? (ख) ચીના લોકો પ્રથમ કેવી રીતે છાપતા હતા?

૪. સૂર્ય ન હોય તો શી હરકત પડે?

૫. ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુ ધર્મનાં જાત્રાનાં સ્થળ ક્યાં આવેલાં છે?

૬. તારા દિવસે કેમ દેખાતા નથી?

૭. દ્વીદળીઆ છોડ કે ઝાડનાં નામ આપો, અને તે શી રીતે ઓળખાય છે તે લખો?

૮. કરન્સી નોટો કેટકેટલા રૂપિયાની ચલણમાં હોય છે?

૯. (क) રામાનંદ, કબીરજી, તુલસીદાસ, સુરદાસ, ગુરૂ ગોવિંદ, મત્સ્યેંદ્રનાથ, ગોરખ, આ કોણ હતા? (ख) તુલસીદાસની કઈ સાખી લોકપ્રસિદ્ધ છે?

૧૦. પિત્તળ અને કાંસું એ કઇ કઈ ધાતુઓનું બને છે?

૧૧. મીનળદેવીએ અને સિદ્ધરાજે કયાં કયાં તળાવો ક્યાં ક્યાં બંધાવ્યાં છે?

૧૨. પવન શું કામમાં આવે છે?

# ૨૬

૧. નીચેનાં વાકયોના અર્થ સમજાવોઃ-
(क) "ડુંગરા દૂરથી રળિયામણા."
(ख) "સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા."
(ग) "છોરૂં કછોરૂં થાય, પણ માબાપ કમાબાપ ન થાય."

૨. મુંબઈના ગવર્નર, મદ્રાસના ગવર્નર, અને વાઈસરૉયને રહેવાનાં સ્થળો જણાવો.

૩. દુનિયામાં માણસોને પરસ્પર મદદની જરૂર છે, તે દ્રષ્ટાંત આપી સમજાવો.

૪. ફૂલના કયા કયા શણગાર બને છે?

૫. "પેટ સૌને વળગ્યું છે," આ કહેવત કેવે પ્રસંગે વપરાય છે, અને તે શાને માટે?

૬. હિંદુસ્તાનમાં સાલો કઇ કઈ ગણાય છે?

૭. ભોંયપર સુવા કરતાં ખાટલાપર સુવું કેમ વધારે સારૂં ગણાય છે?

૮. ગુજરાતમાં કઈ જાતના લોકોની સ્ત્રીઓ પુરુષના ધંધામાં ભાગ લે છે?

૯. જીક, કસબ, સુરમો, ટપકી, એ શું છે? તે શા કામમાં આવે છે?

૧૦. હિંદુસ્તાનમાં હિંદુઓનાં અને જૈન લોકોનાં જાત્રાનાં સ્થળ કયાં કયાં છે?

૧૧. ટુંકા વાળવાળાં, લાંબા વાળવાળાં, રૂવાંવાળાં અને ઊનવાળાં પશુનાં નામ આપો.

૧૨. પાંચ વિષય કયા કયા છે?

# ૨૭

૧. દાદાભાઈ નવરોજજી શાને માટે પ્રખ્યાત છે, અને એમને કયું ઉપનામ મળેલું છે? હાલ એમની ઉમ્મર કેટલી થઈ છે?

૨. (क) હિંદુસ્તાનમાં પહેલો ફ્રેન્ચ ગવર્નર કોણ થયો હતો? (ख) ફ્રેન્ચ લોકોનાં કયાં સંસ્થાનો હાલ હિંદુસ્તાનમાં છે.

૩. "ચાર દહાડાનું ચાંદરણું," આ કહેવત કેવે પ્રસંગે વપરાય છે?

૪. નાણું એ શબ્દનો વાસ્તવિક અર્થ સમજાવો, અને સોનું રૂપું એ શા કારણથી નાણાને ઠેકાણે વાપરવામાં આવે છે?

૫. પાણી અને દૂધ ગાળીને પીવાનું કારણ સમજાવો.

૬. અભ્યાસ કરવાની પદ્ધતિના કયા નિયમ વિદ્યાર્થીએ પાળવા જોઈએ?

૭. (क) કેટલાંક ઘાસનાં નામ આપો. (ख) ઘોડાને માટે કયું લીલું ઘાસ વધારે લાયક ગણાય છે?

૮. ઉદ્ધવજી કોણ હતા? તેઓ શાને માટે પ્રસિદ્ધ છે?

૯. ઘરમાં ઉતરડ કયા ક્રમથી ગોઠવવી, તે કારણ સહિત સમજાવો. એમાં કયો નિયમ આવે છે?

૧૦. પગે પંઝાવાળાં, ખરીવાળાં, અને આંગળાંવાળાં પ્રાણીનાં નામ આપો.
૧૧. ગુજરાતમાં સિંહ, વાઘ, દીપડા, કયાં જંગલોમાં જોવામાં આવે છે?
૧૨. કયાં જનાવર રાત્રે ચોક્કસ વખતેજ બોલે છે?

## ૨૮

૧. નીચેની સંસ્થાઓ કયાં આવી છે અને શાને માટે પ્રસિદ્ધ છેઃ–
સેવાસદન, અનાથાશ્રમ, બાળકાશ્રમ, વનિતા વિશ્રામ.
૨. પાળવા જેવાં પશુ અને પક્ષી કયાં કયાં છે?
૩. દાળનું અધરણ ચૂલે ઢાંકીને મૂકયા પછી ઢાંકણુ શા કારણથી ઉછળે છે તે કહો.
૪. નીચેનાં વાકયો સમજાવોઃ–
(क) "હાથનાં કંકણને અરીસાની શી જરૂર."
(ख) "તે ગળિયા બળદની પેઠે ચાલે છે."
(ग) "ઠોઠ નિશાળીઆને વતરણાં ઘણાં."
૫. ગુજરાતના ખાસ કરીને કયા ભાગમાં સ્ત્રીઓમાં લાજ કાઢવાનો રિવાજ નથી?
૬. શુકદેવજી વિષે તમે શું જાણો છો?
૭. "નરો વા કુંજરો વા," આ કહેવત શા ઉપરથી નીકળી છે?

૮. અંગ્રેજ લોકો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે મુગલાઈ રાજ્યના કયા કયા ભાગ થઈ ગયા હતા ?

૯. શેરડીનું બી કેવું હોય છે ? અને શેરડી શી રીતે વાવવામાં આવે છે ?

૧૦. (क) શાકભાજી ધોઈને સાફ કર્યા વગર ઉપયોગમાં લેવાથી શું નુકસાન થાય છે ?
(ख) શાકભાજી ખાવાથી શું ફાયદો છે ?
(ग) ખાસ કરી કયા રોગને તે વધારે માફક ગણાય છે ?
(घ) શાકભાજી તાજાં કેમ લેવાં જોઈએ ?

૧૧. પોપટ કયાંના વખણાય છે ?

૧૨. દહાડે કયા જનાવર સંતાઈ જાય છે ?

## ૨૧

૧. શીખ લોક હિંદુસ્તાનના કયા કયા ભાગમાં વસે છે ? એ કોમનો ઉદ્ધાર કરનાર મૂળ પુરુષ કોણ હતો ? હાલ તેમનાં કયાં કયાં રાજ્યો છે ? એ પ્રજામાં કઈ જાતનો ગુણ છે ?

૨. ચાલતી ગાડી, ટ્રામ, કે આગગાડીમાંથી ઉતરવું હોય તો મ્હોં કઈ દિશામાં રાખીને ઉતરવું તે કારણ સહિત સમજાવો.

૩. સુત, બાપ, પતિ, સાધુ, મોર, એ નામના નારીજાતિવાચક શબ્દો આપો.

૪. ગુજરાતમાં કયાં સ્થળો બળદ, ભેંસ, ઘોડા, અને ગાયની સારી નિપજ માટે વખણાય છે?

૫. કઈ કઈ જાતનાં તેલ ખાવાનાં કામમાં આવે છે અને હાલ તેમાં કયા તેલનો વધારો થયો છે?

૬. હિંદુસ્તાનમાં હવા ખાવાનાં ઠેકાણાં કયાં કયાં છે?

૭. ઉપયોગમાં આવતાં કેટલાંક ગાંધીનાં વસાણાંનાં નામ આપો.

૮. અંજુમને ઇસ્લામ અને મોહમેદન લીગ એ શું છે?

૯. ગુજરાતમાં ઘી કયાંનું ઉત્તમ ગણાય છે?

૧૦. મૃગલાંછન શબ્દ કોના સંબંધમાં વપરાય છે?

૧૧. નીચેનાં વાક્યો વગેરે સમજાવો:—

(क) અડધ પાંસળી.

(ख) ચૌદમું રત્ન.

(ग) પાણીચું મળવું.

(घ) આંધળાની આંખ.

૧૨. ષોડશ ઉપચારો કયા કયા છે?

## ૨૦

૧. નીચેની કહેવતો કઈ બાબતને કયે પ્રસંગે લાગુ પડે છે:—

(क) "મોઈ ભેંસના મોટા ડોળા."

(ख) "નામરદ રડે મામને, અને મરદ રડે નામને."

૨. નેશનલ કૉંગ્રેસ અને પ્રાંતિક કૉન્ફરન્સ એ શું છે?

૩. કયાં કયાં શાકભાજી ચોમાસામાં થાય છે? કયાં શિયાળામાં થાય છે? અને કયાં ઉનાળામાં થાય છે?

૪. હિંદુસ્તાનમાં હાલ મરાઠી રાજ્યો કયાં કયાં છે, અને તેમાં ગુજરાતમાં કયું છે?

૫. શિયાળામાં સવારમાં કુવાનાં પાણી ઉષ્ણ જણાય છે, તેનું કારણ આપો?

૬. શરીરનો કયો ભાગ ઇન્જીન સાથે મળતો આવે છે?

૭. મ્હોડે માથે ઓઢીને સુઈ રહેવાથી અને ઘરનાં સઘળાં બારી બારણાં બંધ કરી સુવાથી શું નુકસાન થાય છે, ને તે કઈ રીતે?

૮. મુસલમાન લોકોની અને પારસી લોકોની દિવાળીને શું કહે છે?

૯. હાથીની પેદાસ કયાં થાય છે? ઐરાવત એ કોનો હાથી કહેવાય છે?

૧૦. માનસિક કામ કરવાને દિવસમાં સારામાં સારો વખત કયો છે?

૧૧. રંગ કાઢી શકાય એવાં ફૂલ કયાં કયાં છે?

૧૨. નીચે જણાવેલા કોણ હતાઃ—

જરાસંધ, શિશુપાળ, વૈશંપાયન, વ્યાસમુની, અશ્વત્થામા.

# ૩૧

૧. પરમેશ્વરને દરરોજ પ્રાતઃકાળમાં ઉઠી કેમ સંભારવા જોઇએ?

૨. નીચેના શબ્દો કયો ધંધો કરનારને લાગુ પડે છેઃ-
ગાંધી, સલાટ, ભાડભુંજો, કંસારો, કાટપીટીઓ, ખલાસી.

૩. ગાયકવાડના મૂળ પુરુષ કોણ? તે કયાંના રહેવાસી હતા? તે ગુજરાતમાં કયારે અને શી રીતે આવ્યા? તેમની જ્ઞાતિ જણાવો.

૪. હિંદુસ્તાનના કયા ભાગમાં તાંબાની, સીસાની અને કલઈની ખાણો છે?

૫. લીંબુની જાતો કઈ કઈ છે?

૬. પાણી ને દૂધની પ્રીતિ સમજાવો.

૭. સિંધ દેશમાં વરસાદ કમી હોવા છતાં પાકને વરસાદની ગરજ બીજી કઈ રીતે સરે છે?

૮. પદાર્થ વપરાઇને ઘસાત્રા કરતાં બેકાળજીથી વધારે બગડે છે, તેનાં ઉદાહરણ આપો?

૯. કયા ઘરગતુ ધંધાઓ હાલ સંચાથી ચાલે છે?

૧૦. લોઢાની વાટવાળાં પૈડાંની ગાડી અને રબરની વાટવાળાં પૈડાંની ગાડી એ બેમાંથી કઈ ગાડીમાં બેસવાનું વધારે પસંદ કરશો તે કારણ સાથે જણાવો.

૧૧. દાંત, હોઠ, પેટ, નાક, આંખ, હાથ, પગ, કટિ, આ અવયવોને કોની ઉપમા આપવામાં આવે છે?
૧૨. વૃંદાવન અને ગિરિરાજ એ ક્યાં આવ્યાં છે, અને શાને માટે પ્રખ્યાત છે?

# ૩૨

૧. આખા હિંદુસ્તાનમાં નામાંકિત દેશભકત પારસી અને જૈન ગૃહસ્થોનાં નામ આપો.
૨. વનસ્પતિમાંથી ઉત્પન્ન થતી કાચી વસ્તુઓ કઇ કહેવાય છે, એટલે કાચો માલ કયો કયો થાય છે?
૩. દડ (રેત)વાળા રસ્તા કરતાં સડકના રસ્તાપર ગાડી ચલાવવી સહેલી પડે છે, તેનું કારણ જણાવો.
૪. હિંદુસ્તાનમાંથી મુખ્યત્વે કરીને કયો માલ દેશાવર ખાતે જાય છે?
૬. મોગલ વંશના છેલ્લા પુરુષનું નામ શું? અને તેને અંગ્રેજ લોકોએ ક્યાં રાખ્યો હતો?
૬. (क) કુવાનાં પાણી કયાં કારણોથી બગડે છે?
(ख) તળાવનાં પાણી કયાં કારણોથી બગડે છે?
૭. આંચળવાળાં પ્રાણી, ફાડી ખાનારાં પ્રાણી અને વાગોળનારાં પ્રાણીનાં નામ આપો.
૮. મધમાખીમાં કયો ગુણ આગળ પડતો છે, અને તેવોજ ગુણ બીજા કયા પ્રાણીમાં કે જંતુમાં જણાય છે?

૯. હિંદુસ્તાનમાં કયો કિલ્લો મજબૂતાઇને માટે વખણાયલો છે, અને તે ક્યાં આવેલો છે ?
૧૦. મ્હોડાવતી વગાડવાનાં વાજીંત્રનાં નામ આપો.
૧૧. પંચાંગમાં મુખ્ય કઈ કઈ બાબતો આવે છે ?
૧૨. સુંદરીવન એ શું છે, અને ક્યાં આવ્યું છે ?

# ૨૨

૧. હિંદુસ્તાનના હાલના શેહેનશાહનું નામ શું ? તેમના પિતાનું અને દાદાનું નામ શું ?
૨. (क) માણુસના શરીરમાં ઓછી વત્તી ગરમી થવાથી શો ફેરફાર થાય છે ?
(ख) વધારેમાં વધારે કેટલી ગરમી સૂધી જીવી શકે ?
(ग) ગરમી બિલકુલ જતી રહે, અથવા છેકજ કમી થઈ જાય તો શું પરિણામ આવે ?
૩. દુનિયામાં ખાસ જોખમ ભરેલા ધંધા કયા કયા છે ?
૪. છ પગવાળાં, આઠ પગવાળાં અને દશ પગવાળાં જીવડાં ક્યાં ક્યાં છે ?
૫. નીચેની લીટીઓનો અર્થ સમજાવોઃ–
"સ્થળ કેરાં તો બહુ છે નામ, એક પરમ ચૈતનનું ધામ; સમજે નહીં ઉપજે અહંકાર, વણુસમજે માયા અંધકાર."

૬. હિંદુસ્તાનમાં ઉનનું અને શણનું કાપડ કયાં બને છે, અને ઇંગ્લંડમાં ઉનનું કાપડ કયાં શહેરોમાં થાય છે?
૭. ગુજરાતમાં અને મુંબઈમાં પહેલ વહેલું પુનર્લગ્ન કરનાર જોડાનું નામ આપો.
૮. પરવાળાં એ શું છે, શાનાં બને છે, અને તેનો શો ઉપયોગ થાય છે?
૯. અરુણ એ શું છે?
૧૦. હિંદુસ્તાનમાં ખજુર, ખારેક અને દ્રાક્ષ ક્યાંથી આવે છે?
૧૧. ગાયનનાં મુખ્ય મુખ્ય વાજીંત્રોનાં નામ આપો.
૧૨. પાંડવોના લાક્ષાગૃહ વિષેની હકીકત કહો.

## ૩૪

૧. વિષુવવૃત્ત ઉપર રહેનારાને ગરમી વધારે કેમ લાગે છે?
૨. (क) સોરઠી સોમનાથનું દેવળ કયાં આવ્યું?
(ख) તે પ્રથમ કોણે, કઈ સાલમાં, શા હેતુથી ભાંગી નાંખ્યું?
(ग) એની જાહોજલાલીની હકીકત કહો.
૩. "આહાર એવો ઓડકાર" આ વાકયનો અર્થ સમજાવો.
૪. બટન (બોરીઆં) કયા કયા પદાર્થના બનાવવામાં આવે છે?

૫. (क) "મંછા ભૂત અને શંકા ડાકણુ" એ વાકયનો અર્થ સમજાવો.
(ख) અખા કવિએ એવા વહેમ માટે કયું કવિત કહેલું છે?
૬. હિંદુસ્તાનમાં રેશમના કીડા ઉછેરવાનો ધંધો કયા પ્રાંતમાં વધારે ચાલે છે?
૭. (क) કસબ શાનો બને છે?
(ख) ગુજરાતનાં કયાં શહેરોમાં કસબ બનાવવાનો ધંધો ચાલે છે?
૮. ભૈયા અને ચોબા એ લોકો કયાંના રહેવાસી છે?
૯. પૂરતાં બારીબારણાં વગરનાં ઘરમાં રહેવાથી શું નુકસાન થાય છે?
૧૦. રજપૂતોનાં મોટાં ત્રણ રાજ્યો કયાં છે?
૧૧. નીચેની કવિતાનો અર્થ સમજાવો:—
"વિદ્યા મોટી સર્વથી, વિદ્યા રુડું રત્ન;
વિદ્યા નાવ ત્રિલોકનું, જાણી કરવું જત્ન."
૧૨. કઈ વનસ્પતિનાં મૂળ છેક નહીં જેવાં હોય છે?

# ૩૯

૧. યંત્રથી કામ કરવામાં કઈ રીતે લાભ થાય છે?
૨. હિંદુસ્તાનમાં સાગ અને સુખડ કયાંનાં સારાં ગણાય છે?

૩. ગામડાના લોકોને, ખાસ કરી ખેતીના ધંધા માટે કયા કયા કારીગરો કે બીજા લોકોની જરૂર પડે છે?

૪. અખો કવી એ કઈ ન્યાતના અને ક્યાંના રહે-વાસી હતા? તેમની કવિતાઓ ખાસ કરી કયા વિષય ઉપર છે?

૫. ઊંટના અને હાથીના પગનાં તળીઆં કેવી જાતનાં હોય છે?

૬. (क) પરબ એટલે શું?
(ख) પાણીની પરબ જેવી બીજી કઈ પરબો મંડાવી શકાય?

૭. ઢાકા, ચંદેરી, નાગપુર, કાશી અને મદ્રાસ, એ કઈ જાતનાં કપડાંને માટે વખણાય છે?

૮. સૂર્ય અને ચંદ્રના તેજમાં કઈ જાતનો તફા-વત છે?

૯. કયા કયા છોડવાને ફૂલ આવતાં નથી-અપુષ્પ વનસ્પતિ કઈ છે?

૧૦. (क) અંગ્રેજ લોકો પ્રથમ હિંદુસ્તાનમાં કયા પાદશાહના વખતમાં આવ્યા હતા?
(ख) તે વખતે બીજી કઇ યુરોપિયન પ્રજા હિંદુસ્તાનમાં આવી હતી?

૧૧. ઘરમાં કઈ કઈ જગ્યાઓ ખાસ ચોખ્ખી રાખ-વાની જરુર છે?

૧૨. નીચેની કવિતાનો અર્થ સમજાવો:-
"ચારણીના ગુણ કરવા તાજ;
સુપડા ગુણ ગ્રે'વો મહારાજ."

## ૩૬

૧. (क) હિંદુસ્તાનનાં મોટાં દેશી રાજ્યોનાં નામ, દરેકની રાજધાની સાથે લખો.
(ख) તેના રાજાઓ કયાં નામથી ઓળખાય છે તે જણાવો.

૨. લન્ડનમાં મોટામાં મોટું સંગ્રહસ્થાન કયું છે? ત્યાંની લાઇબ્રેરીમાં કેટલાં પુસ્તકો છે?

૩. હિંદુસ્તાન દેશના અને ઇંગ્લંડના રાજ્યબંધારણમાં શો તફાવત છે?

૪. આકારની બાબતમાં ઘન, પ્રવાહી અને વાયુરૂપી પદાર્થોમાં શો ભેદ દેખાય છે?

૫. સૂંઢવાળાં કેટલાંક જીવડાંનાં નામ આપો.

૬. નીચેનાં સ્થળોને લગતા ઐતિહાસિક બનાવો જણાવો:—
વલ્લભીપુર, પંચાસર, પાણીપત, દેવગિરિ, હલદીઘાટ.

૭. નીચેનાં શબ્દો સમજાવો:-
દેવ, દાનવ, ગાંધર્વ, પરી, ગણ, કિન્નર, યક્ષ.

૮. ગરમીથી પદાર્થ ફુલવાનું કારણ જણાવો. ગરમી શાથી ઉત્પન્ન થાય છે?

૯. અષ્ટ સિદ્ધિઓનાં નામ આપો.
૧૦. હિંદુસ્તાનમાં એક ગામથી બીજે ગામ તાર મૂકવાના શા દર છે?
૧૧. હિંદુસ્તાનમાં કોલસાની ખાણો ક્યાં ક્યાં છે?
૧૨. સહકારી મંડળી એટલે શું?

## ૩૭

૧. શ્વાસોચ્છ્વાસ લેવાની હવામાં કાર્બોનિક એસીડ ગ્યાસ કેટલા પ્રમાણમાં હોય તો માણસનું મરણ થાય?
૨. (क) ગુજરાતમાં કઈ કઈ રેલવે તથા શાખા-રેલવે આવેલી છે?
(ख) તેનાં મોટાં સ્ટેશનનાં નામ આપો.
૩. દક્ષિણ હિંદુસ્તાનનો મુલક કેવો ગણાય છે?
૪. ગરમીથી ઘન પદાર્થ પ્રવાહી થાય છે, અને પ્રવાહી પદાર્થ વાયુરૂપ થાય છે, તેનું કારણ શું?
૫. પૃથ્વીના પોપડા ઉપર ફેરફાર કરનારી ઉપાધિઓ કઈ કઈ છે?
૬. નીચેની કહેવતોમાં બાકી રહેલા શબ્દો ઉમેરી તે પૂરી કરોઃ—
(क) ડોસી મુવાનો ભો નથી.......
(ख) દીઠા દેવ ને...........
(ग) મૂળામાં મીઠું ને..........
(घ) ગાદી તકીઓ કે.........

૭. (क) 'બુશ' એ શું છે ?
(ख) એનો ઉપયોગ શેમાં કરવામાં આવે છે ?
૮. સોનું ચઢતી ઉતરતી જાતનું કહેવું હોય તો શી રીતે બોલાય છે ?
૯. ઇંગ્લંડની અને ફ્રાન્સની રાજ્યપદ્ધતિમાં શો તફાવત છે ?
૧૦. 'ભઠ્ઠી' શબ્દ કયા કયા ધંધાના સંબંધમાં વપરાય છે ?
૧૧. હિંદુસ્તાનમાં પ્રાચીન કાળથી રણક્ષેત્રની જગ્યા કઈ ગણાય છે ?
૧૨. મુલકી ખાતાના જૂદા જૂદા અધિકારીઓના ઓદ્ધાનાં ક્રમવાર નામ આપો.

## ૩૮

૧. ચિમની વગરના કેરોસીન તેલના દીવા ઓરડામાં રાખવાથી શું નુકસાન થાય છે ?
૨. દરેક વેદના કયા કયા વિભાગ પાડવામાં આવ્યા છે ?
૩. ગુજરાતમાં જૂનામાં જૂનું માસિક ચોપાનિયું કયું છે ?
૪. (क) મુસલમાન લોકોની યાત્રાનું મુખ્ય સ્થળ કયું છે ? અને તે કયાં આવ્યું છે ?
(ख) હાજી અને હજ, એ શબ્દો સમજાવો.

૫. એકજ પ્રાણીના શરીરમાં ચાર વખત ફેરફાર થાય છે, તે જંતુ કયું છે?
૬. ઉનાળામાં કાળા રંગના કરતાં ધોળા રંગનાં લુગડાં પહેરવાથી ઓછો તાપ લાગે છે, તેનું કારણ સમજાવો.
૭. મહાભારતના પુસ્તક ઉપરથી કયા કયા વિષયોનો સારો બોધ થાય છે?
૮. નીચે જણાવેલાં વાકયોના અર્થ સમજાવો, અને તે કેવે પ્રસંગે વાપરવામાં આવે છે તે જણાવો:–
(क) પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં.
(ख) ખાલી ચણો, વાગે ઘણો.
૯. નર્મદાશંકર કવિએ લખેલા ગ્રંથોનાં નામ આપો.
૧૦. હિંદુસ્તાનમાં સોનાની ખાણો કયાં છે, અને ખાણમાંથી તે કેવી સ્થિતિમાં નીકળે છે?
૧૧. (क) તાપ અને ટાઢના ઓછાવત્તા પ્રમાણથી અથવા ઉષ્ણતામાન પ્રમાણે પૃથ્વીના કયા કયા ભાગ પડી શકે છે?
(ख) તે દરેક ભાગને શું કહે છે?
(ग) તે દરેક ભાગ કયાંથી કયાં સુધી ગણાય છે?
૧૨. ફોજદારી કામ ચલાવવાની કોર્ટોનાં નામ ક્રમ પ્રમાણે આપો, અને તેના મુખ્ય અધિકારીઓના હોદ્દા કહો.

# ૩૧

૧. રાશિઓ અને નક્ષત્રનાં નામ આપો.

૨. નીચે જણાવેલા શબ્દોની સમજુતી આપોઃ—
સેવીંગ બેંક, મનિ ઓર્ડર, રજીસ્ટર્ડ, પોસ્ટ પાર્સલ, વેલ્યુ પેએબલ પાર્સલ.

૩. બુદ્ધિવર્ધક, જ્ઞાનપ્રસારક, ડાંડીઓ, વિજ્ઞાનવિલાસ, બાળ સુબોધ, આ માસિકો પ્રથમ કયાં નીકળતાં હતાં ?

૪. "ટેમ્સ ટનલ" એ શું છે, અને કયાં છે ?

૫. પિત્ત શરીરના કયા ભાગમાં ઉત્પન્ન થાય છે, અને તેનો શો ઉપયોગ છે ?

૬. સ્વપ્રકાશિત પદાર્થો અને પરપ્રકાશિત પદાર્થો કયા કયા છે ?

૭. એલોરાની અને ધારાપુરીની ગુફાઓ વિષે શું જાણો છે ?

૮. (क) વાલ્મીકિ ઋષિને રામાયણ લખવાનું કારણ શાથી ઉત્પન્ન થયું, તે જણાવો.
(ख) રામાયણના કાવ્યનો મુખ્ય હેતુ શો જણાય છે ?

૯. (क) શેરડી શિવાય બીજી કઈ ચીજોમાંથી ખાંડ બનાવવામાં આવે છે ?
(ख) શેરડીની ખાંડ શી રીતે બનાવવામાં આવે છે ?

૧૦. દિવાની કામ ચલાવનારી કોર્ટોનાં ક્રમ પ્રમાણે નામ આપો, અને તે દરેકના મુખ્ય અધિકારીના ઓદ્ધા જણાવો.

૧૧. (क) લન્ડનમાં જોવા લાયક મુખ્ય મકાનો ક્યાં છે?
(ख) મુંબઈમાં જોવા લાયક મુખ્ય મકાનો ક્યાં છે?
(ग) વડોદરા શહેરમાં બાંધેલા રાજમહેલોનાં નામ આપો.

૧૨. ઉપનિષદ્‌માં કયા કયા વિષયો વર્ણવેલાં છે ?

## ૪૦

૧. અરોગ્ય સાચવવા માટે દરેક ઘર કે મકાન બાંધવામાં કઈ કઈ બાબતો લક્ષમાં રાખવાની જરૂર છે ?

૨. સ્મૃતિઓ કઈ કઈ છે, અને તેમાં મુખ્યત્વે કરીને કઈ બાબતો આવે છે ?

૩. સૂક્ષ્મદર્શક યંત્ર ( માઇક્રોસ્કોપ ), દૂરબીન ( ટેલિસ્કોપ ), કેમેરા, એ યંત્રોનો ઉપયોગ સમજાવો.

૪. રેલ્વે ઉપર સાંધા ફેરવવાને માટે તથા ગાડી આવવાના સમયની નિશાનીને માટે શી ગોઠવણ કરી છે ?

૫. (क) બૌધ ધર્મના મુખ્ય પંથો કયા છે ?
(ख) તે દરેક પંથ કયા દેશમાં ચાલે છે ?

૬. પુછડીઆ તારા ( ધૂમકેતુ ) એટલે શું ?

૭. નીચેના શબ્દો કેવે પ્રસંગે વાપરવામાં આવે છે તે જણાવો:—
(क) ચાણુક્ય-નીતિ. (ख) નારદ વેડા.
(ग) હરિ ભક્તિ. (घ) આત્મારામ ભુખણ.
૮. ઉત્તરાયણના સૂર્ય એટલે શું ?
૯. મરાઠી રાજ્યમાં વધારે મુદત રાજ્ય કરેલું હોય, એવા ત્રણ રાજાઓનાં નામ આપો.
૧૦. (क) હવામાન એટલે શું ?
(ख) તેમાં કયાં કારણોથી ફેરફાર થાય છે ?
૧૧. લન્ડનમાં મોટામાં મોટું ચિત્રકામનું સંગ્રહાલય છે, તેનું નામ શું ?
૧૨. સહકારી મંડળીઓ કાઢવાનો ઉદ્દેશ શો હોય છે?

## ૪૧

૧. રજપૂત રાજ્યો શૂરાતન અને દઢતાના સંબંધમાં કેટલે દરજ્જે આગળ પડેલાં તે દાખલા સાથે જણાવો.
૨. મગજ, જ્ઞાનતંતુ, ફેફસાં, હૃદય એનો ઉપયોગ ટુંકામાં સમજાવો.
૩. આકાશમાં ઘણાં વાદળાં કયારે હોય છે ?
૪. ચંદ્ર કરતાં પૃથ્વી કેટલા ગણી મોટી છે, અને ચંદ્ર પૃથ્વીથી કેટલા માઇલ દૂર છે ?
૫. શંકરાચાર્યે હિંદુસ્તાનમાં કયા મઠ સ્થાપન કરેલા છે ?

૬. દરિયાનાં પાણી ચઢે છે, ને પાછાં ઉતરી જાય છે, તેને શું કહે છે? એમ થવાનું કારણ શું?
૭. ટુંકી નજરનાં અને લાંબી નજરનાં ચશ્માં એટલે શું સમજવું?
૮. ઘઉંની મુખ્ય જાતો કઈ છે?
૯. (क) કડી પ્રાંતમાં તથા નવસારી પ્રાંતમાં વડોદરા રાજ્ય સાથે અંગ્રેજી રાજ્યના કયા તાલુકા સેળભેળ (ફૂલ ગુંથણી જેવા) થયા છે?
(ख) પેટલાદ મહાલ કયાં કયાં રાજ્યો સાથે સેળભેળ થયેલો છે?
૧૦. વેદાંગના ભાગ કયા કયા છે?
૧૧. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:–
"સુખરૂપ લાગે સુખ સહુ, જો તન હોય નિરોગ;
રોગીને મન ઝેરસમ, સ્વર્ગતણા ઉપભોગ."
૧૨. કેળવણીખાતાના અધિકારીઓના હોદ્દાનાં અનુક્રમવાર નામ આપો.

## ૪૨

૧. સોળ સંસ્કારો ગણાવો, અને તેમાં મુખ્ય સંસ્કાર કયા છે?
૨. 'શ્રી'નો અર્થ શું, અને તેનો ઉપયોગ કેવી કેવી રીતે થાય છે?
૩. સ્પર્શજન્ય રોગ કયા કયા છે?

૪. ઘરની પાસે ખાડામાં પાણી ભરાઈ રહેવાથી આરોગ્યતાને શું નુકસાન થાય છે?

૫. (क) ગ્રહણ થવાનું કારણ શું?
(ख) દર પુનેમે ચંદ્રગ્રહણ કેમ થતું નથી?
(ग) સંક્રાન્તિ એટલે શું?

૬. 'મનિ ઓર્ડર'ના દર શા પ્રમાણે હોય છે?

૭. ડાંગ, ચુંવાળ, મેવાસ, વાગડ, પાલ, આ નામ કયા ભાગને અપાયલાં છે?

૮. ધરતીકંપ અને ગરમ પાણીનાં ઝરણ એનો સંબંધ કોની સાથે રહેલો છે?

૯. (क) નરસિંહ મહેતાના કુટુંબનાં માણસોનાં નામ આપો.
(ख) નરસિંહ મહેતા સંબંધી ગુજરાતી ભાષામાં ઘણું કાવ્ય કયા કવિએ કરેલું છે?

૧૦. ગંધક ઓગાળવાને માટે શું કરવું જોઇએ?

૧૧. મુંબઈ ઇલાકામાં મીઠાના અગર કયાં છે?

૧૨. કાયદાને અનુસરતા નીચેના શબ્દોનો અર્થ જણાવોઃ—
કૉપીરાઇટ, પેટન્ટ, પબ્લીક પ્રોસીક્યુટર, લવાદ.

## ૪૩

૧. (क) લોખંડના પદાર્થ ખુલ્લા રહ્યાથી કટાય છે તેનું શું કારણ?
(ख) લોખંડને પાણીમાં જલદી કાટ કેમ લાગે છે?

૨. હિંદુ લોકો કયાં જનાવરોને પવિત્ર માની તેની પૂજા કરે છે ?

૩. કયા દેશના રાજકર્ત્તા ઝાર, કયસર, મિકાડો, એ નામ (અટકો)થી ઓળખાય છે ?

૪. જૂદી જૂદી જાતની ડાંગેરનાં નામ આપો.

૫. જવાળામુખી પર્વતો ફાટવાનું કારણ શું છે ?

૬. રામાયણ અને મહાભારતમાં કયા કયા કાંડ અને પર્વ છે ?

૭. મચ્છરનો ઉપદ્રવ કેવી જગ્યાએ અને કયાં કયાં કારણોથી થાય છે ?

૮. "ઝાઝા હાથ રળિયામણા" એ કહેવત શા ઉપરથી નીકળેલી છે ?

૯. (क) બરફ શાનું થતું હશે ?
(ख) બરફ કેટલી જાતનાં હોય છે ?

૧૦. બૃહસ્પતિ ગુરુનું વર્ષ આપણાં કેટલાં વર્ષની બરોબર છે ?

૧૧. નીચેના શબ્દોના અર્થ સમજાવો:-
બીલ, એકટ, ઈન્કમ ટેક્ષ, કસ્ટમ ડયુટી, હોમ રૂલ.

૧૨. (क) ટાંકણી શેની બનાવે છે ?
(ख) ઇંગ્લંડમાં ટાંકણી પહેલ વહેલી કોણે દાખલ કરી ?
(ग) સાધારણ રીતે કારખાનામાં એક દિવસમાં કેટલી ટાંકણી બની શકે છે ?

# ૪૪

૧. ગણુપતિ, વિષ્ણુ, સરસ્વતિ, શિવ, કાર્તિકસ્વામી, એ હિંદુ દેવનાં વાહનો કયાં ગણાય છે ?

૨. (क) ઝવેર કયાં કયાં છે ?
(ख) તે શું હશે ?
(ग) તે કયાં થતાં હશે ?

૩. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એમનાં કાર્યો કયાં કયાં ગણાય છે ?

૪. પારસમણિ એ શું છે, અને તેમાં શો ચમત્કાર રહેલો છે ?

૫. તનદુરસ્તીનો મૂળ પાયો કયો ?

૬. પદાર્થમાં ગુરુત્વાકર્ષણનું બળ છે એની સાબિતીના સાદા દાખલા આપો.

૭. સૂર્યગ્રહણ થાય છે તે વખતનો દેખાવ કેવો હોય છે ?

૮. અબરખ એ શું છે, અને કયાંથી મળે છે ?

૯. હિંદુસ્તાનમાં અને તેની બહાર ટપાલ મારફતે કાગળ મોકલવાનું હાંસલ શું બેસે છે ?

૧૦. નીચેના શબ્દોના અર્થ આપો:-
કાર્યદક્ષતા, શ્વપચ, સચ્ચિદાનંદ, ત્રિગુણેશ, લોકૈષણા, વિદ્યારસિક.

૧૧. એશિયા અને યુરોપ ખંડોનાં કયાં મુખ્ય બંદરોએ મુંબઈની સ્ટીમરોની જાવઆવ થાય છે ?

૧૨. કયા માણુસો માટે સહકારી મંડળીઓ ખાસ ઉપયોગની છે ?

# ૪૯

૧. અસલના વારામાં હિંદુસ્તાનનો વેપાર કયે રસ્તે ચાલતો હતો ?

૨. ચારે વર્ણના સામાન્ય ધર્મ કયા છે ?

૩. ઘણા પગથીઆંવાળા ઉંચા ઓવારાપર ચઢતી વખતે કેવી રીતે ચઢવાથી થાક ઓછો લાગે, અથવા ઓછા બળની જરુર પડે ?

૪. બગલો, મછવો, ફતેહમારી, વહાણુ, આગબોટ, મનવાર એના ભેદ સમજાવો.

૫. લેફ્ટેનન્ટ, કર્નલ, મેજર, કેપ્ટન, જનરલ—આ શબ્દો ક્યાં વપરાય છે ? તે અધિકાર વાર ક્રમે લખો.

૬. નીચે જણાવેલા ધર્મ અને પંથના લોકોનાં જાત્રનાં સ્થળો જણાવો:—(क) શૈવનાં; (ख) સ્વામી નારાયણ ધર્મનાં.

૭. (क) સરસ્વતી ચંદ્રના કર્ત્તા કોણુ હતા ?
(ख) તેમની જન્મભૂમિ કઈ હતી ?
(ग) તેમણે લખેલા બીજા ગ્રંથોનાં નામ આપો.

૮. સમતોલ બળનાં ઉદાહરણુ આપો.

૯. જેના બધા અવયવો ઉપયોગમાં આવે છે, એવાં ઝાડનાં નામ આપો.

૧૦. માણુસ શિવાય બીજાં કયાં પ્રાણીઓને ગાયન ગમે છે?
૧૧. માળપર ચઢવાનો દાદર, એ કયા પ્રકારની યાંત્રિક શકિત છે?
૧૨. મીઠું ખાવાના ગુણદોષ સમજાવો.

## ૪૬

૧. (क) પર્વતો ઉપર બરફ કેમ વધારે પડતું હશે?
(ख) કયા મુલકમાં બરફ વધારે પડે છે?
(ग) કયા પર્વત ઉપર સદાકાળ બરફ રહે છે?
૨. જમીનની ઉપજ શિવાય, સરકારને ઉત્પન્નનાં કયાં કયાં ખાતાં છે?
૩. જીબ્રાલ્ટરની સામુદ્રધુનીનું સાંકડામાં સાંકડા ભાગનું માપ કેટલું છે?
૪. અંગારાને પાણી છાંટયા વગર ઓલવી નાંખવાનો ઉપાય કયો છે, તે કારણ સાથે સમજાવો.
૫. આગબોટ ચલાવનારી કેટલીક મોટી મોટી કંપનીનાં નામ આપો.
૬. સીતાને રાવણ કયાં આગળથી શી રીતે હરી ગયો હતો?
૭. લાંકડાં ફાડવાની છીણી અને સુતારનો કુહાડો એ કેવા પ્રકારની યાંત્રિક શકિત છે?
૮. કાલિદાસ કવિના કેટલાક ગ્રંથોનાં નામ આપો.

૯. પ્રધાન, વજીર, અમીર, સરદાર, દિવાન, આ શબ્દોની સમજુતી આપો ને તેનો કેવી રીતે ઉપયોગ થાય છે તે કહો.

૧૦. નીચેનાં વાક્યના અર્થ લખો અને કેવે પ્રસંગે તે વપરાય છે, તે જણાવો:-

(क) રેવડી દાણાદાણ થવી.

(ख) ગધેડે ગવાવું.

(ग) નાકમાં ઊંટ પેસી જવું.

૧૧. (क) વહાણ અને સ્ટીમરનાં કેટલાંક નામ લખો.

(ख) એવાં નામ શા માટે પાડવામાં આવે છે?

૧૨. શારીરિક સમ્પત્તિને માટે મુખ્યત્વે કરી કઈ કઈ જાતની કસરતો કરાવાય છે?

## ૪૭

૧. સિવીલ સર્વિસનો અર્થ શો છે?

૨. બેન્ક એટલે શું? મુંબઈ ઇલાકામાં કઈ કઈ પ્રખ્યાત બેન્કો છે?

૩. હોસ્પીટલ, જેઇલ, રેફોર્મેટરી, લાયબ્રેરી, એ સંસ્થાઓ શા ઉપયોગમાં આવે છે?

૪. સહકારી મંડળીઓ શું શું કામ કરી શકે છે?

૫. ઘણો પવન હોવા છતાં કે વાવાઝોડું થવા છતાં પૃથ્વીપરનાં ઝાડ, માણસ તથા પશુ કેમ ઉડી જતાં નથી?

૬. પનામાની નેહેર ક્યાં આવેલી છે ને તેની પહોળાઈ કેટલી છે ?

૭. (क) સુએઝની નેહેર કયાં આવેલી છે ?
(ख) તેની પહોળાઈ કેટલી છે ?
(ग) તે કઈ સાલમાં તૈયાર થઈ હતી ?

૮. કર્મના પ્રકાર કયા કયા છે ?

૯. હરિશ્ચંદ્ર રાજાએ પોતાનું કર્તવ્ય પૂર્ણ રીતે બજાવ્યું હતું, એ કયા દાખલા ઉપરથી જણાય છે ?

૧૦. (क) ઓળંબા એ શું છે ?
(ख) તેના શો ઉપયોગ કરવામાં આવે છે ?
(ग) એથી કયો નિયમ જળવાય છે ?

૧૧. એ. એમ.; પી. એમ.; એચ. એમ. એસ.; આ શબ્દોના અર્થ જણાવો.

૧૨. દરકદાર, આસામદાર, શીલેદાર, માનકરી, આ શબ્દોની સમજુતી આપો.

## ૪૮

૧. (क) કુતુબ મિનાર, દેલવાડા, શેત્રુંજો, ગીરનાર એ શું છે ?
(ख) આ દરેકમાં શું જોવા જેવું છે ?

૨. હિંદુસ્તાનમાં જે જે પાદશાહોનાં અગર રાજકુમારોનાં ખૂન થયાં હોય તેમનાં નામ તેનો પ્રસંગ જણાવી આપો.

૩. આપણે ઘણું ચાલીએ છીએ ત્યારે કયા કારણુને લીધે થાક લાગે છે?

૪. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી આ લોકોમાં ધર્મની ક્રિયા કરાવનાર કયા નામથી ઓળખાય છે?

૫. પુરુષાર્થ કેટલા અને કયા કયા છે?

૬. ઘોડાપર બેસનારને કેટલી બાબત લક્ષમાં રાખવી પડે છે, અને બીજું કયું કામ કરતાં એવી રીતે નજર રાખવી પડે છે.

૭. પોસ્ટ ઓફીસમાં પાર્સલ વગેરેનો વીમો ઉતારવાના દર શા હોય છે?

૮. મેમન, ખોજા, આગાખાની, મોમના, મોલેસલામ આ લોકો કઈ જાતના છે?

૯. એક દળીઆં ને દ્વિદળીઆં ઝાડ ઓળખવાની શી નિશાનીઓ છે?

૧૦. શ્રી. ૧ા; શ્રી. ૫; શ્રી. ૭; શ્રી. ૧૦૮; આ શબ્દો કયા પ્રસંગે કોને માટે વપરાય છે?

૧૧. ચોપડો અને જોડો, એ શબ્દો ત્રણે જાતિમાં ફેરવતાં તેના જૂદા જૂદા અર્થ થતા હોય તે જણાવો.

૧૨. સહકારી મંડળીના બંધારણનાં મુખ્ય તત્વો શાં છે?

# ૪૧

૧. વર્ણાશ્રમધર્મ એટલે શું ?
૨. હિંદુસ્તાનના દક્ષિણ ભાગ કરતાં ઉત્તર ભાગમાં પાક વધારે થાય છે કે ઓછો, તે કારણ સહિત જણાવો.
૩. નીચેનાં વાક્યોનો અર્થ સમજાવો:-
(क) તું તો ખર્યું પાન કહેવાય.
(ख) ઊંટડો કયે કિનારે બેસશે.
(ग) તેણે તેનો ઘાટ ઘડી નાખ્યો.
૪. સહકારી મંડળીઓને સરકાર તરફથી શી શી સવલતો આપેલી છે ?
૫. ઢાળ ચઢતાં પગ તરફ વાંકા વળવામાં આવે છે, અને ઉતરતાં તેથી ઉલટું કરે છે, તેનું કારણ શું ?
૬. (क) પતંગ હવામાં ઉડે છે તેનું કારણ સમજાવો.
(ख) પતંગ સાથે છોકરો ઉલટી દિશામાં દોડે છે, ત્યારે પતંગ ઉંચે ચઢે છે તેનું કારણ શું ?
(ग) પતંગ નીચો હોય તો પડી જાય છે, અને ઉંચે ઉડ્યા પછી વધારે ઉંચે ચઢે છે તેનું કારણ શું ?
૭. કયા કારણને લીધે પૃથ્વી પોતાની ગતિમાં નિયમિત છે ?

૮. રાસમાળા, ઇંગ્લંડની મુસાફરી, ગુજરાત સર્વ-સંગ્રહ, નર્મકથાકોષ, ગોમંડળપરિક્રમણ–આ પુસ્તકોનાં કર્ત્તાનાં નામ જણાવો.
૯. હજામ હજામત કરે ત્યારે ચામડીમાંથી લોહી કેમ નીકળતું નથી?
૧૦. "દૃષ્ટિ" ની સાથે બીજો શબ્દ જોડી સમાસ થાય એવા શબ્દો આપો.
૧૧. થાપણ મૂકવાના સંબંધમાં બ્રિટિશ સરકારે શી યોજના કરી છે?
૧૨. જગતમાં મોટામાં મોટો શિક્ષક કોણ?

## ૯૦

૧. વાયુપુત્ર તથા અગ્નિપુત્ર કોણ કહેવાય છે?
૨. નીચેનાં જૂદાં જૂદાં શહેરો વચ્ચેનાં અંતર જણાવો:–(૧) મુંબઈ અને અમદાવાદ; (૨) મુંબઈ અને આગ્રા; (૩) અમદાવાદ અને દિલ્હી; (૪) મુંબઈ અને કલકત્તા; (૫) મુંબઈ અને મદ્રાસ; (૬) મુંબઈ અને દિલ્હી.
૩. નીચેની લીટીઓમાં જણાવેલા દિવસો કયા માસની કઈ તિથિ ગણાય છે:–
"પુનેમનો પડવો, અમાસની બીજ;
અણધાર્યું મુહૂર્ત, તેરસ ને ત્રીજ."
૪. જેમાંથી ફીણ નીકળે એવા પદાર્થો કયા કયા છે?

૫. (क) કવિ દલપતરામ ક્યાંના વતની હતા?
(ख) તે કોના આશ્રયથી આગળ આવ્યા?
(ग) તેમણે કયા કયા ગ્રંથો બનાવ્યા છે?
૬. હિંચકા પર બેશી પગ વડે હિંચકા ખાઇએ, એ કયા પ્રકારનું ઉચ્ચાલન છે? એમાં ટેકો, શક્તિ ને બળ બતાવો.
૭. કોઇ બોલે છે અથવા અવાજ કરે છે, તે તમે કેવા કારણથી સાંભળી શકો છો?
૮. ભાગવત ધર્મ કોને કહે છે?
૯. (क) નવ રત્નનાં નામ આપો, અને દરેકનો રંગ કેવો હોય છે તે જણાવો.
(ख) દરેક રત્ન કયા ગ્રહનું ગણાય છે?
૧૦. સહકારી મંડળીઓ કોની સાથે વ્યવહાર ચલાવી શકે છે?
૧૧. તોપ ફૂટયા બાદ પ્રથમ પ્રકાશ નજરે પડે છે અને પછી તેનો અવાજ સંભળાય છે, તેનું કારણ શું?
૧૨. નીચેનાં વાક્યનો અર્થ સમજાવો:–
"જગતમાં સુખ છે તે કાંઈ વસ્તુમાં રહેલું નથી, કેવળ પોતાના મનમાં સંતોષમાંજ રહેલું છે."

# ૬૧

૧. પુરાણુ કેટલાં છે, અને કયાં કયાં ?
૨. નીચે જણાવેલા દેશ વગેરેના લોકો ક્યા નામથી ઓળખાય છે:–
ઇંગ્લન્ડ, મહારાષ્ટ્ર, કર્ણાટક, બંગાળા, કચ્છ.
૩. હિંદુસ્તાનમાં પ્રાચીન કાળમાં પ્રખ્યાત જ્યોતિષશાસ્ત્રી થયેલા, તેનાં નામ આપો.
૪. સામાન્ય રીતે ગુજરાતમાં, મહાબળેશ્વરમાં, અને દાર્જિલીંગમાં વરસાદ કેટલા ઇંચ પડે છે ?
૫. ફાર્બસ સાહેબ કોણ હતા, અને ગુજરાતી ભાષાની વૃદ્ધિ સાથે તેમનો સંબંધ કેવા પ્રકારનો થયો હતો ?
૬. હવાની ગતિમાં ફેરફાર થવાથી અવાજ થાય છે, એ ઉદાહરણ આપી સમજાવો.
૭. (क) થોડીવાર પગ હલાવી હિંચકા ખાધા પછી પગ ઉંચા લીધા છતાં હિંચકા આવ્યા કરે છે, એ કયા નિયમથી થાય છે ?
(ख) તે પછી બંધ શાથી પડે છે, એટલે કોણ અટકાવે છે ?
૮. હિંદુ વારનાં નામ શા ઉપરથી પાડવામાં આવેલાં જણાય છે ?
૯. પેઢી ઉતાર રોગો કયા કયા ગણાય છે ?
૧૦. સૂર્યના કદ સાથે ગ્રહોના કદનો મુકાબલો કરો.

૧૧. નીચેના દોહરાનો અર્થ આપો અને તે શાને લાગુ પડે છે તે કહો:-

રાતે વહેલા જે સુઈ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

૧૨. હાલના વખતમાં આંખને નુકસાન કરનારી બાબતો કે ચીજો કઈ કઈ છે?

# ૮૨

૧. (क) ભાસ્કરાચાર્ય કોણ હતા?
(ख) તેમણે કયા ગ્રંથો કર્યા છે?
(ग) તેઓ શાને માટે પ્રખ્યાત છે?

૨. ફડનીસ, બક્ષી, મજમુદાર, આ શબ્દોની સમજુતી આપો.

૩. નીચે જણાવેલા દેશના લોકો કયા નામથી ઓળખાય છે:-
ફ્રાન્સ, સ્પેન, બેલજીયમ, હોલાંડ, ગ્રીસ.

૪. (क) 'અભિજ્ઞાન શાકુન્તલ નાટક' મૂળ કોણે કઈ ભાષામાં બનાવ્યું હતું?
(ख) તેનાં ગુજરાતી ભાષામાં કોણે કોણે ભાષાંતર કર્યાં છે?

૫. ચીનીકબાલા એ ક્યાં થાય છે, અને એનાં ઝાડ કયા ઝાડને મળતાં હોય છે?

૬. રેલ્વેના પાટાની વચ્ચે વચ્ચે જરા જગ્યા રાખવામાં આવે છે તેનું કારણ શું?

૭. ઈંગ્લન્ડમાં ને હિંદુસ્તાનમાં આગગાડી કઈ સાલમાં શરૂ થઈ હતી?
૮. નીચે જણાવેલા કોણ હતાઃ-
અશ્વિનીકુમાર, કુબેર ભંડારી, વસિષ્ઠ, વિશ્વામિત્ર, પન્ના.
૯. "સટ્ટો" આ શબ્દ શાને માટે વપરાય છે?
૧૦. મૂળરાજે અને સિદ્ધરાજે કઈ જાતના લોકોને બોલાવી પોતાના રાજ્યમાં વસાવ્યા હતા?
૧૧. સાહિત્ય પરિષદ્ વિષે શું જાણવામાં છે તે લખો.
૧૨. નીચેનાં વાકયો સમજાવોઃ-
(क) ભીખનો ચૂડો પહેરવો.
(ख) સોનાની થાળીમાં લોઢાની મેખ.
(ग) સમજુની બલા દૂર.

## ૬૨

૧. "પારકી આશ સદા નિરાશ" એ કહેવતથી ઉલટી કહેવત જણાવો.
૨. ટેલીફોન એ શું છે, અને એનો શો ઉપયોગ કરવામાં આવે છે?
૩. તોપ અને ઘંટ બનાવવામાં કઈ કઈ ધાતુઓના મિશ્રણનો ઉપયોગ થાય છે?
૪. હિંદુ માસનાં નામ શા ઉપરથી પડેલાં છે?
૫. જૈન ધર્મનાં મુખ્ય તત્ત્વ કયાં છે?
૬. મહાસરોવરોનો ઉપયોગ શો છે?

૭. વનસ્પતિ દિવસે કયો વાયુ લે છે અને કયો બહાર કાઢે છે; અને રાત્રે કયો વાયુ લે છે અને બહાર કાઢે છે?

૮. જાતિ બળ વડે મોટાઈ મેળવી હોય, એવા મુંબઈ ઇલાકાના થોડાક પ્રસિદ્ધ પુરૂષોનાં નામ આપો.

૯. વાકળ, ચરોતર, કાનમ, ભાલ–એ નામ કયા ભાગને અપાયલાં છે?

૧૦ નીચેના શબ્દો જેટલા જૂદા જૂદા અર્થમાં વપરાતા હોય, તે વાકયોમાં વાપરી બતાવો:-

ભાર, સાર, ખાર, હાર.

૧૧. નીચે જણાવેલા કોણ હતા, અને શાને માટે પ્રખ્યાત છે:-

ટોડરમલ, તાનસેન, બીરબલ, ગંગ.

૧૨. નીચેનાં વાકયોનો અર્થ સમજાવો, અને તે કયે પ્રસંગે વાપરવામાં આવે છે તે જણાવો:-

(क) પેંગડે પગ અને બ્રહ્મ ઉપદેશ.

(ख) આ સંઘ કાશીએ જવાનો નથી.

(ग) તેમણે તો હવે બુદ્ધાવતાર ધારણ કર્યો છે.

## ૬૪

૧. પારસી લોકોના ધર્મનું નામ શું, અને એમના ધર્મના પુસ્તકનું નામ શું?

૨. હિંદુસ્તાનમાં કયા કયા પુરૂષોએ જાતિબળ વડે રાજ્ય મેળવ્યાં હતાં ?

૩. અનાર્ય ભાષાઓ કઈ કઈ કહેવાય છે, અને તે ક્યાં બોલાય છે ?

૪. ગંગા નદી પૃથ્વીપર આવી, તે વિષે શી વાત ચાલે છે ?

૫. ચાર યુગ, ચાર જાતિ, અને ચાર ખાણો એ ક્યાં ક્યાં છે તે જણાવો.

૬. (क) કાર્બોનિક એસિડ ગ્યાસ શામાંથી નીકળે છે? (ख) એ ઝેરી છે એમ સાબિત કરો.

૭. ત્રાજવાની દાંડીના બે ભાગ નાના મોટા હોવાથી શું પરિણામ આવે છે ?

૮. કાયદાને અનુસરતા નીચેના શબ્દોના અર્થ આપો:–

ટ્રેડ માર્ક, એટર્નિ, શેરિફ, એફિડેવિટ.

૯. બ્રાહ્મણોમાં જેમ જનોઈ દેવાનો ચાલ છે, તેમ બીજી કઈ કઈ જાતોમાં એવો સંસ્કાર કરવાનો રિવાજ છે ?

૧૦. હાથની પાંચ આંગળીઓનાં નામ આપો; તેમાં દેવને પૂજવાની આંગળી કઈ છે ?

૧૧. જૂદી જૂદી મોસમમાં ક્યાં ક્યાં ફૂલ અને શાકભાજી થાય છે ?

૧૨. ઉજડ અને રેતાળ બેટો કઈ રીતે આબાદીમાં આવી શકતા હશે ?



૧. માતાના દૂધમાં અને ગાયના દૂધમાં કયા કયા પદાર્થો કયા પ્રમાણમાં રહેલા છે?

૨. (क) ગુજરાતી ભાષાની ઉત્પત્તિ શી રીતે થયેલી કહેવાય છે?

(ख) જુની ગુજરાતીનું એક ઉદાહરણ આપો.

૩. (क) મીશર દેશનું બીજું નામ શું?

(ख) તે ક્યાં આવ્યો છે?

(ग) તેમાં કઈ મોટી નદી છે?

(घ) હાલ એ દેશમાં કઈ જાતના લોકો વસે છે, અને એ દેશ કોના તાબામાં છે?

૪. ઈરાનમાં સૌથી નામાંકિત પારસી રાજા કયો થયો હતો?

૫. કઈ ધાતુઓ શુદ્ધ કહેવાય છે અને કઈ મિશ્ર કહેવાય છે?

૬. ઘાસ અને ફળનાં બીજ બીજે ઠેકાણે શી રીતે ફેલાય છે તે જણાવો.

૭. નીચેની સંજ્ઞાઓના પૂરા શબ્દો લખો:–

વિ. વિ.; લા.; ગં. સ્વ.; રા. રા.; અ. સૌ.

૮. સહકારી મંડળીના સભાસદોની જવાબદારી કેવી હોય છે?

૯. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:–

(क) "સકળ વિકળતા ટાળી દઇને વિખ વિષયથી વાર."

(ख) "મારે સમરસ સહજ સંજોગ, સાવ સ્વતંતર પામ્યો ભોગ."

૧૦. (क) ફિરંગીઓ કયા દેશના વતની છે, અને તેમનું બીજું નામ શું?
(ख) આ દેશમાં હાલ તેમનાં કયાં કયાં સંસ્થાનો છે?

૧૧. પારસી લોકોના ધર્મસંસ્થાપક કોણ હતા?

૧૨. 'પાણી' શબ્દ જેટલા અર્થમાં વપરાતો હોય, તે પ્રત્યેક વાક્યોમાં વાપરી બતાવો.

# ૫૬

૧. વરાળ યંત્રને બદલે વિદ્યુત્ શક્તિનો ઉપયોગ કેવાં કેવાં કામોમાં થવા લાગ્યો છે?

૨. (क) અફીણનું વાવેતર હરકોઈ ખેડુતથી કેમ કરી શકાતું નથી?
(ख) અફીણનો વેપાર હરકોઈ ઈસમ કરી શકે કે નહીં, તે કારણ સાથે સમજાવો.

૩. (क) હોકાયંત્ર એ શું છે?
(ख) એનો ઉપયોગ સમજાવો.

૪. સહકારી મંડળીઓમાં નફાની વ્યવસ્થા કેવી રીતે થાય છે?

૫. ઘન પદાર્થો અને પ્રવાહી પદાર્થોમાં રજકણોની ગોઠવણમાં શો ભેદ છે?

૬. (क) નવલગ્રંથાવલિ, નર્મકોષ, કરણઘેલો, વનરાજ ચાવડો એના કર્ત્તા કોણ હતા ?
(ख) તેઓ ક્યાંના વતની હતા, તથા કઈ ન્યાતના હતા ? અને શાને માટે પંકાયલા છે ?

૭. ખેતરમાં કઈ જાતના પાક અવારનવાર કરવાથી કેટલેક અંશે ખાતરની ગરજ સરે છે ?

૮. એક ‘ હોર્સ પાવર ’ ( ઘોડાનું બળ ) યાંત્રિક કામમાં કેટલું ગણાય છે ?

૯. (क) જાદવાસ્થળી એ શબ્દથી શું સમજાય છે ?
(ख) એ શબ્દ કોને માટે ખાસ વપરાય છે ?
(ग) જાદવાસ્થળી ક્યાં થઈ હતી અને કોની વચ્ચે થઈ હતી ?

૧૦. નીચેનાં વાક્યોની સમજુતી આપો:–
(क) ઘડીએ ઘુંટ ભરાય છે.
(ख) અજા ઉપર શૂરો વરૂ, સિંહ સમીપે રાંક.

૧૧. શંખ, ચક્ર, ગદા ને પદ્મ એ કોનાં ચિહ્ન છે ?

૧૨. (क) અમદાવાદ શહેર કોણે વસાવ્યું હતું ?
(ख) એ શહેર વસાવ્યાના સંબંધમાં શી વાત ચાલે છે ?

## ૬૭

૧. તાજ મહેલ અને તખ્તે તાઉસ સંબંધી હકીકત જાણતા હો તે કહો.

૨. ખેતીની જમીન એક વર્ષ વાસલ રાખવાથી શાનો બચાવ થાય છે ?

૩. (क) પૃથ્વી ઉપર પાણી અને જમીન કયા પ્રમાણમાં રહેલાં છે ?

(ख) પાણીના મોટા મોટા ભાગને શું કહે છે, અને તે કયા કયા છે ?

૪. બહારગામ મોકલવાનાં કાગળ વગેરે રજીસ્ટર્ડ કરાવવામાં શા લાભ છે, અને તે બદલ કેટલું હાંસલ વધારે બેસે છે ?

૫. નીચેની ટુંકી સંજ્ઞાઓના પૂરા શબ્દો આપોઃ– એલ એલ. બી.; બી. એ.; બી. એસસી.; એમ. ડી.; એલ. એમ. એન્ડ એસ.

૬. (क) વરાળ યંત્રની શોધ કોણે કરી હતી ?

(ख) વરાળ યંત્રના એન્જીનનું બળ શા ધોરણે ગણાય છે ?

૭. ખ્રિસ્તી ધર્મની શાખાઓ કઈ કઈ છે ?

૮. (क) પ્રેમાનંદ અને દયારામ એ કવિઓ ક્યાંના વતની હતા ?

(ख) તેઓ ક્યારે થઈ ગયા ?

(ग) તેમના મુખ્ય ગ્રંથોનાં નામ આપો.

૯. 'ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી' એ ક્યાં અને ક્યારે સ્થપાઈ ? એનો મુખ્ય ઉદ્દેશ શો છે ?

૧૦. કૃષ્ણની અષ્ટ પટરાણીઓ કઈ કઈ તે ગણાવો.

૧૧. હિંદુસ્તાનમાં કેટલી ભાષાઓ બોલાય છે, અને તેમાં મુખ્ય કઈ કઈ છે ?

૧૨. નીચેની લીટીઓનો અર્થ સમજાવોઃ-

દ્વેષ તજે નહીં દુષ્ટ જન, દેતાં જીવતદાન;
થાય જવાસા ઘન થયે, બળીને ભસ્મ સમાન.
દિલમાં દાઝે દુર્ગુણી, પરોક્ષ કરતાં બોધ;
ચોર તણી નિંદા કર્યે, કોળી કરે વિરોધ.

## ૯૮

૧. (क) ઘણા જ્વાળામુખી પર્વતો ક્યાં હોય છે ?
(ख) અસલના વખતમાં જ્વાળામુખી પર્વત ફાટવાથી ક્યાં શહેરો નાશ પામ્યાં હતાં ?

૨. દુનિયામાં મોટામાં મોટું રેતીનું રણ ક્યાં છે અને તેનું નામ શું ?

૩. મુંબઈ ઇલાકામાં સૌથી મોટી ન્યાયની કોર્ટ ક્યાં છે, અને તેનું નામ શું છે ?

૪. (क) આંખના ભાગ સમજાવો.
(ख) પોપચું ને ભ્રમ્મર આંખને શા ઉપયોગનાં છે ?

૫. નીચેનાં ઝાડ કયા ભાગમાં વધારે થાય છેઃ-
ખાખરો, ખેર, ચંદન, મળીઆગર.

૬. (क) પંડિત ગટ્ટુલાલજી કોણ હતા ?
(ख) તેમનામાં અપવાદરૂપ કયા પ્રકારની અલૌકિક શક્તિ હતી ?

૭. લજામણી (રીસામણી)ના છોડમાં શો ચમત્કાર રહેલો છે ?

૮. યજ્ઞમાં મુખ્ય ચાર ઋત્વિજો કયા કયા હોય છે?
૯. (क) ટપાલ મારફત જવાનાં પાર્સલોની અંદરનો સામાન ગેરવલ્લે ન પડે, તેને માટે શા શા ઈલાજ લેવાના હોય છે?
(ख) આવાં પાર્સલ કેટલા તોલા સૂધીનાં પોસ્ટ મારફત જઈ શકે છે?
૧૦. સ્ટીમ એન્જીન, લોકોમોટીવ, દોરડા વગરના તાર, અને ફોનોગ્રાફ એ શોધી કાઢનારનાં નામ આપો.
૧૧. સહકારી મંડળીઓથી મુખ્ય ફાયદા કયા કયા થાય છે?
૧૨. (क) હિંદી સરકારની એકંદર ઉપજ કેટલી હશે?
(ख) હિંદુસ્તાનમાં જમીન ઉપરનો કર લેવાની રીતો કઈ કઈ છે?

## ૭૧

૧. ધ્રુવનો તારો ક્યાં આવ્યો છે, અને બીજા તારા કરતાં એમાં વિશેષ શું છે?
૨. (क) સોડા એ શો પદાર્થ છે, અને તે ક્યાંથી મળે છે?
(ख) આપણા લોકોમાં એનો શો ઉપયોગ થાય છે?
૩. (क) "ચેક" એટલે શું?

(ख) તેને વટાવવા માટે શી શી વિધિ કરવામાં આવે છે?

(ग) 'ક્રોસ' કરેલા 'ચેકો' એટલે શું સમજવું?

૪. 'પોર્ટ સૈયદ' એ શું છે, અને ક્યાં આવ્યું છે, તથા શાને માટે પ્રખ્યાત છે?

૫. (क) રા. સા. મહિપતરામ રૂપરામ ક્યાંના વતની હતા, અને તેમની ઘણી નોકરી ક્યાં થઈ હતી?

(ख) તેમણે કયા કયા ગ્રંથો બનાવ્યા છે?

(ग) નોકરી ઉપરાંત ક્યાં ક્યાં લોકોપયોગી કામ તેઓ કરતા હતા?

૬. પૃથ્વીના પોપડામાં કેટલી ગરમી રહેલી છે?

૭. મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાના, જંગલ ખાતાના, પોસ્ટ ખાતાના, ખેતીવાડી ખાતાના, અને સુખાકારી ખાતાના મુખ્ય અધિકારીઓના ઓદ્ધા કયા છે?

૮. પૃથ્વીપર વધારેમાં વધારે અને કમીમાં કમી ગરમી કઈ જગ્યાએ પડે છે?

૯. રામ, પરશુરામ, ઇંદ્ર, વિષ્ણુ એમનાં હથિયાર ક્યાં કહેવાય છે?

૧૦. નીચેના શબ્દો સમજાવો:-

મંડળી, પંચ, સમાજ, મહાજન, કમ્પની.

૧૧. કાબા શરીફ શું છે? તે ક્યાં આવેલો છે અને શાને માટે પ્રખ્યાત છે?

૧૨. બ્રિટીશ રાજ્યની વસ્તી કેટલી છે?

## ૬૦

૧. શ્રુતિ અને સ્મૃતિ એમાં શો ભેદ છે?

૨. કસ્તૂરી, અંબર, બરાસ એ શું છે, અને ક્યાં થાય છે?

૩. શામળભટનાં પ્રસિદ્ધ પુસ્તકો કયા પ્રકારનાં છે?

૪. પંચક, સોમપ્રદોષ, ચાંદરાત, વ્યતિપાત એની સમજુતી આપો.

૫. (૧) એડીસન, (૨) એન્ડ્રુ કાર્નેજી, (૩) ગેલીલીઓ, (૪) સર ઐસાક ન્યુટન, એમને વિષે શું જાણો છો?

૬. "જય જય ગરવી ગુજરાત" એ કવિતા કોણે કરી છે?

૭. (क) વાયુભારમાપક યંત્રનું અંગ્રેજીમાં શું નામ છે?

(ख) તેની રચના સમજાવો અને એનાથી શું જણાય છે તે કહો.

૮. નીચેના શબ્દો કોને માટે કઈ કોમના સંબંધમાં વપરાય છેઃ—

મોબેદ, આચાર્ય, પુરોહિત, દસ્તુર, મહન્ત, મુખ્યાજી, ભોજક, સૈયદ, કાજી.

૯. બીજા મુસલમાન પાદશાહો કરતાં અકબરની રાજ્ય પદ્ધતિ કઈ બાબતમાં જૂદી જણાઈ આવી છે, અને તેથી તેને શા શા લાભ થયા હતા?

૧૦. કુવામાંથી પાણી પંપવડે કયા નિયમથી કેટલે સૂધી ઉંચે ચઢે છે?

૧૧. લન્ડનની હાલના જેટલી વસ્તીવાળું કોઈ શહેર પ્રાચીન કાળમાં હોવાનું તમારા જાણવામાં હોય તો તે કહો.

૧૨. દ્રૌપદીના સતિપણાના બળનું ઉદાહરણ આપો.

## ૬૧

૧. દુનિયામાં મોટામાં મોટી હીરાની ખાણ કઈ છે?

૨. પૃથ્વીપર મુસલમાન ધર્મ પાળનારા લોકોનાં રાજ્ય ક્યાં ક્યાં છે?

૩. વૈષ્ણવ ધર્મના આચાર્ય કયા કયા થઈ ગયા છે?

૪. 'ગુણવંતી ગુજરાત' આ ગીત કયા કવિનું છે?

૫. (क) પારિજાતક છોડનાં ફૂલ શા કામમાં આવે છે?
(ख) એનો સંબંધ કઇ કવિતા સાથે છે?

૬. છોકરાંઓએ વાંચતી વખતે અને લખતી વખતે કઈ બાબતો ઉપર લક્ષ નહીં આપવાથી તેમના આરોગ્યને નુકસાન થાય છે?

૭. (क) હિંદુસ્તાન દેશ કયા કટિબંધમાં આવેલો છે?
(ख) ઇંગ્લન્ડ કયા કટિબંધમાં આવ્યો છે?
(ग) હિંદુસ્તાનના જેટલા ઉષ્ણતામાનવાળા બીજા દેશો કયા છે?

૮. અકબરે ક્યાં ક્યાં રજપૂત રાજ્યો સાથે શરીર-સંબંધ જોડયો હતો?

૯. નીચેની કહેવતો કયે પ્રસંગે વપરાય છે તે, તેના અર્થ સહિત જણાવો:-

(क) મેલ કરવત મોચીના મોચી.

(ख) પેટ બળ્યો ગામ બાળે.

(ग) વેળા વેળાની છાંયડી.

(घ) કાન છે પણ સાન નથી.

(ङ) ઘેર ઘેર માટીના ચુલા.

૧૦. 'ગુણ' શબ્દના જેટલા અર્થ થતા હોય તે આપો.

૧૧. હિંગ એ શું છે ? ક્યાં થાય છે ? એનો શો ઉપયોગ કરવામાં આવે છે ?

૧૨. સ્ટિરિયોસ્કોપ તથા સિનેમેટોગ્રાફ એનો ઉપયોગ સમજાવો.

## ૬૨

૧. સુએઝની નહેર રાજકીય બાબતમાં કયા કારણને લીધે અગત્ય ધરાવે છે ?

૨. (क) બાજરી, જુવાર ને કપાસનાં ખેતરોમાં અને ડાંગેરનાં ખેતરો (ક્યારડા)માં શો તફાવત છે ?

(ख) તે તફાવત શા કારણથી હોય છે ?

૩. સ્માર્ત અથવા શૈવ ધર્મનો મુખ્ય સિદ્ધાંત કયો છે ?

૪. હિંદુસ્તાનમાં સરકારી નોકરી આપવાના સંબંધમાં કયા કયા મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે ?

૫. (क) પારસી લોકો કયા દેશના વતની હતા ?
(ख) શા કારણથી તેમને આ દેશમાં આવવું પડયું ?
(ग) તેઓ હિંદુસ્તાનમાં કયારે આવ્યા, અને પ્રથમ કયાં વસ્યા હતા ?

૬. સભામાં સભ્યોએ કઈ બાબતની સભ્યતા રાખવાની જરૂર છે ?

૭. (क) ઝાડ અને છોડવાને કલમ લગાડવી એટલે શું ?
(ख) તેમ કરવાથી તેમાં કઈ બાબતનો ફેરફાર થઈ શકે છે ?

૮. (क) નાગર લોકોમાં પ્રખ્યાત ભક્તકવિ કોણ થઈ ગયા ?
(ख) તેમનું વતન કયાં હતું, અને ત્યાં કયો રાજા તે વખતે રાજ્ય કરતો હતો ?

૯. (क) રેન્ડીયર જનાવર કયા દેશમાં થાય છે ?
(ख) તેનો શો ઉપયોગ કરવામાં આવે છે ?
(ग) તે દર કલાકે કેટલા માઇલ ચાલતું હશે ?

૧૦. મુસલમાન પાદશાહોને કન્યા નહીં આપવાના સંબંધમાં કયા રાજાએ ઠેઠ સૂધી પોતાનો ટેક જાળવી રાખ્યો હતો ?

૧૧. (क) હિંદુસ્તાનમાં લોઢાની ખાણો કયાં છે ?
(ख) લોઢાની ખાણ સાથે બીજી શાની ખાણો હોય તો લોઢાની ખાણોનો વિશેષ ઉપયોગ થઈ શકે ?

૧૨. નીચેની લીટીઓનો અર્થ આપોઃ-

કૃષ્ણસિંહ રૂકિમણીઅજા, ભક્ષણુ લઈ તે જાય;
જેનો શુભ મહિમા ઘણો, સંઘે રોજ ગવાય.

# ૬૨

૧. (क) મહારાણીનો ઢંઢેરો એ શું છે ?
(ख) તેમાં મુખ્ય કઈ કઈ બાબતો આવે છે ?

૨. (क) મીરાંબાઈ કોણ હતાં ?
(ख) તે શા માટે પ્રખ્યાત છે ?
(ग) તેમનું પિયર ક્યાં, અને સાસરૂં ક્યાં હતું ?
(घ) એમની કવિતામાં કયા રસ અને ભાવ આગળ પડતા જણાય છે ?

૩. હિંદુસ્તાનનો કયો પાક ઇંગ્લન્ડમાં થતો નથી, અને શા કારણથી ?

૪. બાહ્યગોળ અને અંતરગોળ એટલે શું, તે ઉદાહરણ આપી સમજાવો.

૫. મીઠાનો કર કયા ગવર્નર જનરલના વખતમાં કમી થયો હતો ?

૬. શૈવ (સ્માર્ત) ધર્મના મુખ્ય આચાર્ય કોણ કહેવાય છે ?

૭. કઇ સાંસારિક બાબતનું ગૌરવ જાળવવાના કારણે રજપૂત રાજ્યોએ પોતાની પાયમાલી કરી નાખી હતી ?

૮. મુંબઈ ઇલાકામાં કોલેજો ક્યાં ક્યાં છે ?

૯. હલકામાં હલકી ધાતુ અને ભારેમાં ભારે ધાતુ કઈ છે તે જણાવો.
૧૦. ઇંગ્લન્ડમાં છાપવાનું કામ કોણે કયા રાજાના વખતમાં દાખલ કર્યું હતું?
૧૧. વાયુ અને પાણી પૃથ્વી ઉપર શી અસર કરે છે?
૧૨. થર્મોમિટર એટલે શું? તેનો કયા કયા કામમાં ઉપયોગ થાય છે?

# ૬૪

૧. વૈષ્ણવ ધર્મમાં મુખ્ય માર્ગ કે પંથો કયા કયા છે?
૨. (क) સૂર્ય એ શું છે?
(ख) તેનો અને ગ્રહોનો સંબંધ કેવી રીતનો છે?
૩. નીચેના સિક્કાઓનું વજન અને માપ કેટલું હોય છે:-
(क) અડધી પેની. (ख) પેની.
(ग) કલદાર પૈસો. (घ) શિલીંગ.
૪. શ્મશાનમાં કોઈ વાર ભડકા દેખાય છે, અને વળી બંધ થઈ જાય છે, તેનું કારણ સમજાવો.
૫. મુસલમાની રાજ્યના સમયમાં કઈ કઈ રાણીઓ પ્રસિદ્ધ થઈ ગઈ છે?
૬. (क) રૂશિયાના રાજ્યનો વિસ્તાર કયાંથી કયાં સૂધીનો છે?

(ख) રૂશિયાના રાજ્યની વસ્તી કેટલી હશે, અને તે હિંદુસ્તાનની વસ્તીનો કેટલામો ભાગ થાય?

૭. અકબર મુસલમાન છતાં કયાં કારણોને લીધે કેટલાક ધર્મચુસ્ત મુસલમાનોને અપ્રિય થયો હતો?

૮. નીચેના શબ્દોના અર્થ આપો, અને તે કોને માટે વપરાય છે તે જણાવો:–

'સવ્યસાચી', 'વીણાપાણી', 'ગાંડીવપાણી,' 'દિવાકર.'

૯. લાંબી, સીધી, કઠણ અને નરમ ચાંચવાળાં પ્રાણીઓનાં નામ આપો.

૧૦ ધોળો રંગ કયા કયા રંગ મળીને થાય છે?

૧૧. કુવા અને તળાવ કાંઠાનાં ઝાડને લીધે પાણીને શી રીતે નુકસાન થાય છે?

૧૨. ગવર્નર જનરલ (વાઈસરૉય), ગવર્નરો, અને તેમની કાઉન્સિલના મેમ્બરો, એમના પગાર કેટલા છે?

## ૬૫

૧. નીચેનાં વાકયોનો અર્થ સમજાવો:–

(क) 'જીવતરનું તત્ત્વ વખત છે.'

(ख) 'શ્વાસોચ્છ્વાસ એ વખત જાણવાનું ખરૂં સાધન છે?'

(ग) એક હુંછી ઘોડો આખી પાયગાને નડે.

૨. ઓક્ષિજનનો ઉપયોગ કયાં કયાં થાય છે તેના થોડાં દૃષ્ટાંત આપો.

૩. હિંદુસ્તાનમાં કઈ નદીઓમાંથી નહેરો કાઢવામાં આવી છે?

૪. પથરો અગર લોખંડનો કકડો પાણીમાં નાખીએ એટલે ડુબી જાય છે, છતાં પત્થરથી ભરેલું કે લોખંડથી ભરેલું વહાણુ પાણી ઉપર તરે છે, તેનું કારણુ સમજાવો.

૫. નીચે જણાવેલી સન્નારીઓ સંબંધી તમે શું જાણો છોઃ–

(क) ગં. સ્વ. શિવગૌરી (નાનીબેન) કલ્યાણુભાઈ ગજ્જર.

(ख) ગં. સ્વ. બાજીગૌરી દોલતરાય મુનશી.

(ग) ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈ.

૬. પુનામાં 'દક્ષિણુ એજયુકેશન સોસાયટી' છે તે અને અમદાવાદમાં 'ગુજરાત એજ્યુકેશન સોસાયટી' છે તે શું કાર્ય કરે છે?

૭. એક ગિનીનું વજન કેટલું હશે?

૮. પ્રદર્શન એટલે શું, અને તે ભરવાનો શો હેતુ હોય છે?

૯. બુદ્ધિબળ અને ઉદ્યોગથી દુનિયામાં કયાં મહાન્ કાર્યો થયાં છે?

૧૦. દરિયાઈ લઢાઈના સંબંધમાં અર્વાચીન શોધો કઈ થયેલી છે?

૧૧. નીચેના શબ્દો કયે ધંધો કરનારને લાગુ પડે છે:-

મણિયાર, કરાઈ, વાદ્દી, હમાલ, ટંડેલ.

૧૨. 'રસ' શબ્દ જેટલા અર્થમાં વપરાતો હોય તે દરેકનું એકેક વાકય અર્થ સાથે લખો.

## ૬૬

૧. યુરોપ ખંડમાંથી દરિયાઇ માર્ગે હિંદુસ્તાનમાં આવવાનો રસ્તો પ્રથમ કોણે શોધી કાઢ્યો હતો ?

૨. દ્વારકા જતાં પહેલાનાં શ્રીકૃષ્ણનાં મુખ્ય ચરિત્ર કયાં કયાં છે ?

૩. નીચેનાં વાકયોનો અર્થ સ્પષ્ટ રીતે સમજાવો:-

(क) આપણને નહીં તો આપણા પાડોશીને પણ હજો.

(ख) ઘર નરને બનાવે છે.

(ग) કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે.

૪. દેવને માટે જે વાળના ચમ્મર બનાવવામાં આવે છે તે કયા જનાવરના હોય છે અને કયાંથી આવે છે ?

૫. "નેશનલ ગેલરી" શું છે, અને કયાં છે ?

૬. નીચેના સદ્ગૃહસ્થો કયા પત્રના અધિપતિ હતા:-

(૧) ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ. (૨) મંછારામ ઘેલાભાઈ. (૩) વિષ્ણુશાસ્ત્રી ચિપલુનકર. (૪) પીતાંબરદાસ ત્રીભોવનદાસ. (૫) કેખશરૂ નવરોજજી કાબરાજી. (૬) બેહેરામજી મે. મલબારી.

૭. નીચેના શબ્દોના જેટલા અર્થ અને પ્રયોગ થતા હોય તેટલા વાકયમાં વાપરી બતાવોઃ-

ઘાણુ, હાથ, ચાલ.

૮. દરિયાનાં મોજાનાં ફીણ સફેદ કેમ દેખાય છે?

૯. જમીનનો વેરો લેવાની હાલની પદ્ધતિ કયા પાદશાહના વખતથી ચાલતી આવેલી છે?

૧૦. હિંદુ લોકોનાં મુખ્ય વ્રત કયાં કયાં છે, અને તેમાં સ્ત્રીઓનાં વ્રત કયાં કયાં છે, તે માસવાર જણાવો.

૧૧. સુરતમાં મોટી રેલો કયારે કયારે આવી હતી?

૧૨. નીચેની લીટીઓ કયે પ્રસંગે બોલાય છેઃ-

સૂર્ય ઉગે ને પામે અસ્ત,
ફિકું પડે જે થાયે મસ્ત;
ખીલ્યું ખરે ને જાયું મરે,
ચડ્યું પડે ને હસ્યું તે રડે.

## ૬૭

૧. નીચેનાં વાકયોના અર્થ સમજાવોઃ-

(क) આંધળાની ગત આંધળો જાણે.

(ख) કોડમાં પણ મોટું કીધું, પણ હવે ગભરાયો.

(ग) અરૂણે સોનાની કુંચી વડે પોતાનો દરવાજો ઉઘાડયો.

૨. શ્રીકૃષ્ણ અને અર્જુન કોના અવતાર ગણાય છે?

૩. ઈશ્વરની મહાન્ શક્તિના થોડા દાખલા આપો.

૪. (क) "નરસિંહ મહેતાની દીકરીનું મામેરૂં"-આ કાવ્ય કોણે બનાવ્યું છે?
(ख) મામેરામાં કુંવરબાઈની બાપ ઉપરની અતિ પ્રીતિ દેખાડનારી કડી કઇ છે?

૫. નવદ્રવ્ય, પંચતત્વ, પંચબાણ, પંચગવ્ય-આનાં નામ આપો.

૬. (क) કયું ફૂલ સૂર્યોદયે ખીલે છે અને સૂર્યાસ્તે કરમાય છે? (ख) તેવાજ પ્રકારનો કયા ફૂલનો સંબંધ ચંદ્ર સાથે રહેલો છે?

૭. અમેરિકા ખંડનો શોધ કોણે કોની મદદથી કર્યો હતો?

૮. (क) જહાંગીર પાદશાહના વખતમાં ઇંગ્લન્ડથી કયો એલચી હિંદુસ્તાનમાં આવ્યો હતો?
(ख) તેણે અંગ્રેજોને માટે શા શા લાભ મેળવ્યા હતા?

૯. નદીઓ પાણી પૂરૂં પાડવા ઉપરાંત જગતમાં શા ફાયદા કરે છે?

૧૦. (क) સમુદ્રનું પાણી ખારૂં શા માટે છે?
(ख) તેના ફાયદા જણાવો ને તેમાં મીઠું પાણી હોત તો શી હરકત પડત?
(ग) સમુદ્રનો શો ઉપયોગ હશે?

૧૧. ચાર ઉપાય કયા કયા ગણાય છે?

૧૨. ગુજરાત તથા કાઠિયાવાડમાં કેળવણી ખાતાની અંગ્રેજી ગુજરાતી સંસ્થાઓના મુખ્ય-પ્રિન્સ-

પાલ, હેડમાસ્તર કે મહેતાજી–તરીકે, અગર ડેપ્યુટી ઈન્સ્પેક્ટર તરીકે મશહૂર થઇ ગયેલા ગૃહસ્થોનાં નામ આપો.

## ૬૮

૧. (क) 'ભીષ્મપ્રતિજ્ઞા' સમજાવો.
   (ख) એવી પ્રતિજ્ઞા કયા રજપૂત કુમારે કરી હતી ?
૨. ભોંયમાં દાટતાં પહેલાં લાકડાપર તેમજ લોખંડી કામપર ડામર લગાડે છે તેનું કારણ શું ?
૩. નીચે જણાવેલા રાજા આચાર્ય વગેરેએ ગુજરાતી સાહિત્ય વગેરેને કેવા પ્રકારની મદદ કરેલી છે:—
   (૧) મહારાજા રાઓલશ્રી સર ભાવસિંહજી (ભાવનગર).
   (૨) ઠાકોર સાહેબ સર યશવંતસિંહજી.
   (૩) પંડિત ગટ્ટુલાલજી.
   (૪) શ્રીનૃસિંહાચાર્યજી
   (૫) શ્રીબ્રહ્માનંદ સ્વામી.
   (૬) શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર.
   (૭) શમ્સ–અલ–ઉલ્મા જીવણજી જમશેદજી મોદી.
   (૮) શાસ્ત્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ.
૪. હિંદુસ્તાનના જે ભાગોનાં પ્રાચીન ખાસ નામ હોય તેવાં થોડાંક નામ આપો.

૫. એકજ જાતનો ખોરાક ખાવાને બદલે જૂદી જૂદી જાતનો ખોરાક ખાવાના ગુણદોષ સમજાવો.

૬. બત્રીસ પુતળીઓની વાર્ત્તા, વિજયવાણી, સુડા બોહોતેરી, કાવ્ય કૌસ્તુભ, કુંજવિહાર, મડાપચીસી–આ કયા કવિનાં કરેલાં છે?

૭. સાગનાં, નાળિયેરીનાં, અને કેળનાં ઝાડ કયે ઠેકાણે વધારે થાય છે?

૮. (क) મયૂરાસન શું છે?
(ख) તે કોના વખતમાં તૈયાર કરવામાં આવ્યું હતું?
(ग) તેનાં શા કારણથી વખાણ થાય છે?
(घ) તે છેવટ કોના હાથમાં ગયું?

૯. પંચાયતનમાં કયા કયા દેવનો સમાવેશ થાય છે?

૧૦. ભીંત ચણતાં કડીઆ દોરી શા માટે બાંધે છે, અને તે ન બાંધે તો શું નુકસાન થાય?

૧૧. નીચેના શબ્દોના જૂદા જૂદા અર્થ થતા હોય તે આપોઃ–

(૧) ઘાટ. (૨) વાળવું. (૩) ઘર.

૧૨. બરફમાં થર્મોમિટર મૂક્યા પછી બેએક સેકન્ડ પારો થંભી રહે છે, અથવા કદાચ ઉપર ચઢે છે તેનું કારણ સમજાવો.

# ૬૧

૧. (क) સંસાર સુધારો એટલે શું ?
(ख) હાલમાં કઈ કઈ જાતના સાંસારિક સુધારા માટે ચર્ચા ચાલે છે ?

૨. બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ ગ્રેટ બ્રિટનથી કેટલા ગણું છે ?

૩. ભક્તિના પ્રકાર કેટલા છે, અને કયા કયા ?

૪. નીચેનાં વાક્યોના અર્થ સમજાવોઃ-
(क) "કવિએ ગુજરાતી અને વ્રજ ભાષામાં શૃંગાર, ભકિત અને નીતિ ઉપર કવિતાઓ કરી સાહિત્યમાં વધારો કર્યો છે."
(ख) "દયારામની કવિતામાં ઉંચા પ્રકારનું શબ્દ-જ્ઞાન તથા વ્યવહારનું જ્ઞાન મળી શકે છે."

૫. સને ૧૮૩૭, ૧૮૫૮, ૧૮૭૭, ૧૯૧૧ એ સાલોમાં જાણવા જેવા કયા બનાવ બન્યા હતા ?

૬. (क) વરસાદ આવવાનાં મુખ્ય ચિહ્ન કયાં છે ?
(ख) વરસાદ આવવાનો હોય ત્યારે કયાં પક્ષી બોલે છે ?

૭. ચુનાના ચણતરમાં ઇંટનો ઉપયોગ કરતાં પહેલાં તેને પાણીમાં કેમ પલાળે છે ?

૮. (क) કોહિનૂર એ શું છે ? (ख) તેની ઉત્પત્તિ અને હકીકત ટુંકામાં જણાવો. (ग) હાલ તે કયાં છે ?

૯. હિમાલય પર્વતપર કયાં ઝાડનાં મોટાં વન છે ?

૧૦. નીચેના સદ્‌ગૃહસ્થો કોણ હતાઃ-
ગિરધર, દયારામ, અમરજી દિવાન, રણછોડજી દિવાન.

૧૧. (क) બેડો, બેડી, બેડું, અને (ख) વાંકડો, વાંકડી, વાંકડું, એ શબ્દો અર્થ પ્રમાણે જૂદા જૂદા વાક્યોમાં વાપરી બતાવો.

૧૨. હિંદુઓના બાર માસમાં આવતી કેટલીક મુખ્ય જયન્તિઓનાં નામ આપો, અને તે કઈ કઈ તિથિએ આવે છે તે જણાવો.

## ૭૦

૧. (क) શિવાજી મહારાજ કઈ ન્યાતના હતા ?
(ख) તેમનો ઉદય કઈ રીતે થયો હતો ?
(ग) તેમના ગુરૂ કોણ હતા ?

૨. (क) મોતી એ શાની પેદાશ છે ? ( એટલે ખનીજ, વનસ્પતિ કે પ્રાણીજ પેદાશ છે ?)
(ख) દરિયામાંથી મોતી શી રીતે કાઢે છે, અને મોતી કાઢ્યા પછી કઈ કઈ વિધિ કરવામાં આવે છે ?

૩. (क) પુષ્ટિ માર્ગ કોને કહે છે ?
(ख) પુષ્ટિમાર્ગ ને મર્યાદા માર્ગમાં શો ભેદ છે ?

૪. નીચે જણાવેલા ગૃહસ્થોએ કઈ બાબતોનું વિશેષ જ્ઞાન મેળવી પ્રજાવર્ગને તેનો લાભ આપ્યો છેઃ-
(૧) પંડિત ડા. ભગવાનલાલ ઇંદ્રજી.

(૨) રતિરામ દુર્ગારામ.

(૩) શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી.

(૪) હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

૫. (क) ગોરખનાથના ગુરૂ કોણ હતા ?

(ख) તેમના પંથના સાધુઓ કઈ નિશાનીથી ઓળખાય છે ?

(ग) તેમના રહેવાના સ્થળને શું કહે છે ?

૬. બરફ, કેરોસિન, પારો, માખણ, લાકડું,–એ પદાર્થો પાણીથી હલકા છે કે ભારે ?

૭. નીચેના શબ્દો સમજાવો:–

ખારવું, ખાદી, બાસ્તો, મોદ, બુગણુ, ચાદરૂં.

૮. દિવાસળી સળગાવવાને તેને ઘસવાની જરૂર કેમ પડે છે ?

૯. ઔરંગજેબના સમયમાં કયા પરાક્રમી પુરૂષે હિંદુ ધર્મનું પ્રતિપાલન કર્યું હતું ?

૧૦. રૂશિયા અને હિંદુસ્તાન એ દેશોનાં ક્ષેત્રફળ કેટલા ચોરસ માઈલ છે ?

૧૧. (क) ક્ષાર એટલે શું ?

(ख) ઢોળ ચઢાવવાનું પાણી તૈયાર કરવામાં કયા કયા ક્ષાર વાપરવામાં આવે છે ?

૧૨. ગુજરાતમાં કંકુ, ગુલાલ, અગરબત્તી, અને અત્તર સારાં કયાં બને છે ?

# ૭૧

૧. (क) ખોરાક ખાવાની શી જરૂર છે ?
(ख) કેવી જાતનો ખોરાક શરીરને વધારે ગુણકારી છે ?

૨. વીમો, કમિશન, બૂક પોસ્ટ, વિલ એ શબ્દો સમજાવો.

૩. સર ટી. માધવરાવ, લિપ્ટન, કરસનદાસ મૂળજી, ગ્લેડસ્ટન, રાજા રામમોહન રાય-એમને વિષે શું જાણો છો ?

૪. મહાભારત, રામાયણ, શ્રીમદ્ ભાગવત, પંચદશી -એવાં ધર્મ સંબંધી પુસ્તકોનાં ગુજરાતીમાં ભાષાન્તર કોણે કયા જાણીતા પ્રેસમાંથી પ્રકટ કરેલાં છે ?

૫. (क) હાથી, ઘોડા, ગાય, અને ભેંસ વધારેમાં વધારે કેટલાં વર્ષ જીવતાં હશે ?
(ख) હાથી કેટલો ભાર ઉપાડી શકે છે ?

૬. પુતના માસી તથા નવલશા હીરજી, એ શબ્દો કોને માટે કેવે પ્રસંગે વપરાય છે ?

૭. જુના બનુસ કરતાં નવા બનુસમાં ગરમી વધારે શા કારણથી રહે છે ?

૮. મુંબઈ ટાઈમ, મદ્રાસ ટાઈમ, સ્ટાન્ડર્ડ ટાઈમ -એમાં શો ભેદ છે તે સમજાવો.

૯. (क) પાંચ મુખ્ય અલઙ્કારનાં નામ આપો.
(ख) અલઙ્કાર વિષે ગુજરાતી ભાષામાં છપાયલા ગ્રંથોનાં તથા તેના કર્ત્તાનાં નામ આપો.

૧૦. (क) ભૂમધ્યસમુદ્ર એ નામ શા ઉપરથી પડેલું જણાય છે? (ख) એનો સંબંધ કયા કયા દરિયા સાથે ક્યાં જોડાયલો છે?

૧૧. પ્રાચીન કાળમાં મુખ્ય સંતો (ભક્તો) કયા કયા થઈ ગયા છે?

૧૨. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:-
"રીત નભે નહીં રંદા કેરી, વાંસલે વશ્વું થાયજી;
કરવતની કક્ષા ગ્રહી રાખો, ઉભે લોક સુખદાયજી."

## ૭૨

૧. (क) સરક્યુલેટીંગ લાઇબ્રેરી એટલે શું?
(ख) હાલમાં એ પદ્ધતિ કયા રાજ્યમાં ચાલે છે?

૨. (क) સ્વામી નારાયણનો ધર્મ કોણે સ્થાપ્યો હતો?
(ख) તેઓ મૂળ કોણ હતા?
(ग) તેમનાં ધર્મનાં મુખ્ય સ્થાન ક્યાં છે?

૩. (क) ચીન દેશે કઈ કઈ કળાને પ્રથમ જન્મ આપ્યો?
(ख) ચીન દેશની વસ્તી આખી પૃથ્વીની વસ્તીનો કેટલામો ભાગ હશે?
(ग) ચીન દેશનાં સ્ત્રી પુરૂષોના પહેરવેશમાં બીજા લોકો કરતાં કઈ જાતનો મુખ્ય તફાવત છે?

૪. શિયાળો અને ઉનાળો થવાનાં કારણુ કહો.

૫. કયા દરિયામાં ભરતી ઓટ થતી નથી, અથવા ઘણીજ થોડી થાય છે ?

૬. જે શીપોમાંથી મોતી નીકળે છે, તે ખાલી શીપો શા ઉપયોગમાં આવે છે ?

૭. દુનિયાના કયા ભાગમાં બે માસ સૂધી સૂર્ય ઉગતો નથી, તેમજ આથમતો નથી ?

૮. વેદ, વ્યાકરણુ, ન્યાય, વેદાંત, સાંખ્ય, યોગ, જ્યોતિષ, રસાલઙ્કાર, કાવ્યપુરાણુ, એનો અભ્યાસ હિંદુસ્તાનમાં કયા કયા ભાગમાં ઉત્તમ થતો ગણાય છે ?

૯. હિંદુસ્તાનમાં હાલ કયે ઠેકાણે રાજકર્ત્તા સ્ત્રી છે, અને તેને શું કહે છે ?

૧૦. વાલ્મીકિ, પાણિનિ, બાણુ, કાલિદાસ, એ શાને માટે વખણાયલા છે ?

૧૧. છાપવાનાં બીબાં (ટાઇપ–મુદ્રણુ)માં કઈ ધાતુઓનુ મિશ્રણુ થાય છે ?

૧૨. લિમિટેડ કમ્પની અને જોઈન્ટ સ્ટોક કમ્પની એટલે શું ?

## ૭૩

૧. 'આકાશી પદાર્થો' એમાં કોની ગણુના થાય છે ?

૨. (क) તુર્કસ્તાનનું રાજ્ય બીજા કયા નામથી ઓળખાય છે ? (ख) તુર્કી રાજ્યનો એશિયા

માઇનરનો ભાગ હિંદુસ્તાન અને યુરોપના સંબંધમાં શા માટે જાણીતો છે?

૩. (क) મુંબઇથી વિલાયતનો મેઇલ (ટપાલ) કયારે ઉપડે છે, અને ઘણે ભાગે વિલાયતનો મેઇલ કયે દિવસે આવે છે? (ख) મેઇલ મુંબઈથી ઈંગ્લન્ડ કયે કયે રસ્તે જાય છે?

૪. સ્વામી નારાયણના ધર્મના મુખ્ય સિદ્ધાન્તો કયા છે?

૫. હિંદુસ્તાનમાંથી અફઘાનિસ્તાનમાં જવાને કયા કયા ઘાટ કે 'પાસ' છે?

૬. પ્રાચીન કાવ્યમાળાના કેટલા અંક કોની મદદથી કોણે પ્રકટ કરેલા છે?

૭. કચકડું એ કઈ જાતનો પદાર્થ છે?

૮. નીચેનાં વાકયો કયે પ્રસંગે બોલાય છે તે અર્થ સાથે કહો:-

(क) મોટા બાજીરાવ આવ્યા.

(ख) પેટમાં પાશેર પાણી નહીં ને મેરા નામ દરિયાવખાં.

(ग) ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે.

૯. દાન ધર્મનાં સ્થળ કે સંસ્થાઓ પૈકી કેટલીકનાં નામ આપો.

૧૦. રણક્ષેત્રમાં લશ્કરની એક ટુકડી ઉપર ટોપનો ગોળો છોડવામાં આવ્યો છે; આ પ્રસંગે જે સીપાઈઓ બચવા પામ્યા તેમણે ગોળો પસાર

થતો જોયો. તોપમાંથી નીકળેલો પ્રકાશ જોયો, અને તોપનો અવાજ સાંભળ્યો. આ ત્રણમાં જે જોયું અને સાંભળ્યું તે ક્રમવાર કહો.

૧૧. પારસી લોકો હિંદુસ્તાનમાં આવ્યા પછી ઠરી ઠામ પડતાં સૂધી કયાં કયાં ગયા હતા, અને તે સ્થળો બદલવા કેમ પડ્યાં?

૧૨. શરીરનાં કોઈ કોઈ અવયવોનાં જેમાં નામ આવે એવી દશ કહેવતો આપો.

## ૭૪

૧. નર્મદા અને તાપી નદીઓની લંબાઈ કેટલી છે?

૨. બંગાળી, ગુજરાતી, દક્ષિણી, તૈલંગી, મારવાડી, આ લોકો શી રીતે ઓળખી શકાય?

૩. હિંદુસ્તાનમાં મુસલમાનનું રાજ્ય થયું તે વખતે મોટાં મોટાં રજપૂત રાજ્યો કયાં કયાં હતાં?

૪. (क) સિંધિયા અને હોલકર એમના મૂળ પુરૂષ કોણ? (ख) મ્હૈસૂરના રાજા કેવા કહેવાય છે?

૫. હિંદુસ્તાનમાં મુખ્ય રેલ્વે કઈ કઈ છે?

૬. દાદાજી કોંડદેવ, રામદાસ સ્વામી, બોપદેવ, તુકારામ એ કોણ હતા?

૭. અંગ્રેજ લોકોએ કયા છેલ્લા મોગલ પાદશાહ પાસેથી દિવાનીની સનદ મેળવી હતી?

૮. ચીન દેશમાં સ્ત્રીઓની મોટાઇનું ભૂષણ કયું ગણાય છે?

૯. નીચે જણાવેલા ગૃહસ્થો સંબંધી જે જાણતા હો તે ટુંકામાં કહોઃ-

(૧) સર ફીરોજશાહ મહેરવાનજી મહેતા.

(૨) બાબુ સુરેન્દ્રનાથ બેનરજી.

(૩) ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર.

(૪) દિ. બા. મણિભાઈ જશભાઈ.

(૫) જસ્ટીસ બદ્રુદ્દીન તૈયબજી.

(૬) ન્યાયમૂર્તિ માધવ ગોવિંદ રાનાડે.

૧૦. (क) હિંદુસ્તાનમાં નવીન પંથો કયા કયા નીકળેલા છે?

(ख) તે દરેકનાં સ્થાપન કરનાર કોણ હતા?

૧૧. નીચેની લીટીઓનો અર્થ સમજાવોઃ-

"ત્રણ અલાભજ પામે, જો નર ઉંબર ગ્રહી રહે ગ્રામે;
ફાટે વસ્ત્ર વધે ઋણ, અને નહીં કીર્તિ કદા પામે."

૧૨. એક શેર ઉન તથા એક શેર સોનું લઈએ તો ખરેખરી રીતે વજન વધારે શેનું છે, અને શા કારણથી?

## ૭૯

૧. કેરોસિન તેલના ડબ્બા, ધાતુના પુતળાં, જસતનાં પતરાં, ટાઈમ પીસ ઘડિયાળના ડબ્બાએ કઈ ધાતુઓનાં થાય છે?

૨. સૌથી વધારે ગરમી કયા લાકડામાં રહેલી છે?

૩. ગુજરાતી હોપ વાંચનમાળા તૈયાર કરવામાં મુખ્ય મદદ કરનાર કોણ હતા?

૪. હાલના જમાનાની કેટલીક સ્ત્રી લેખકોનાં નામ આપો.

૫. નીચે જણાવેલાં સજ્જનોનાં જે કાર્યો ઘણાં વખણાયલાં છે તેની ટુંકામાં હકીકત આપોઃ-

(૧) ભગવાનલાલ સંપત્તિરામ છત્રપતિ.

(૨) બાળાશંકર ઉલ્લાસરામ કંથારીયા.

(૩) રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

(૪) રા. બા. રમણભાઈ મહિપતરામ.

(૫) સૌ. વિદ્યાગૌરી રમણભાઈ.

(૬) સૌ. શારદાગૌરી સુમન્ત મહેતા.

(૭) નારાયણ હેમચંદ્ર.

(૮) ફરામજી બમનજી માસ્તર.

૬. દરરોજ વપરાસમાં આવતી કઈ મુખ્ય વસ્તુઓ જાપાન દેશથી હિંદુસ્તાનમાં આવે છે?

૭. લૉર્ડ રિપનની કારકિર્દીમાં હિંદના લોકોને કયો મોટો લાભ મળ્યો હતો?

૮. (क) આર્ય લોકો પહેલું રેખાંશ વૃત્ત કયાંથી ગણતા હતા?

૯. (क) એરિસ્ટોટલ કોણ હતો?

(ख) તેણે કઈ શોધ કરી છે?

૧૦. નીચેનાં વાકયોની સમજુતી આપોઃ-

(क) ઓરડે અજવાળાં છે.

(ख) ભેંસ ભાગોળે ને ઘેર ઝડકા.

(ग) ગદ્ધેને ખાયા ખેત, નહીં પાપ કે પુણ્ય.

૧૧. (क) કયા દ્વીપોને વેસ્ટ ઇન્ડિઝના દ્વીપો કહે છે?
(ख) એ કોણે શોધી કાઢ્યા હતા અને તેને એ નામ આપવાનું શું કારણ ?

૧૨. અલ્હાબાદમાં 'નાગરી પ્રચારિણી સભા' શું કામ કરે છે અને તેનો ઉદ્દેશ શો છે ?

# ૭૬

૧. મેઘ કેટલા પ્રકારના છે, અને મેઘના દેવ કોણ કહેવાય છે ?

૨. મોટર કાર (ગાડી)માં કઇ જાતનું તેલ વપરાય છે, અને તે ક્યાંથી મળે છે ?

૩. (क) દીવાદાંડી એટલે શું ?
(ख) મુંબઇથી દ્વારકા જતાં ક્યાં ક્યાં દીવાદાંડીઓ આવે છે ?

૪. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:–
(क) "કહાં ચંદન કહાં મળિયાગીરી,
કહાં સાહેર કહાં નીર;
જેમ જેમ પડે વિપત્તડી,
તેમ તેમ સહે શરીર."
(ख) સંસાર અનુભવની નિશાળમાં તે નવો નિશાળીઓ છે.
(ग) અંગ્રેજના રાજ્યમાં વાઘ બકરી એક ઓવારે પાણી પીએ છે.

૫. કઇ કઈ રીતે પીવાનું પાણી શુદ્ધ-ચોખ્ખું કરી શકાય છે ?

૬. 'કેળવણી આપવી' અને 'ભણાવવું' એમાં શો ભેદ છે ?

૭. (क) શરીરમાં ગરમી ચાલુ રાખવાનું સાધન શું છે ? (ख) શરીરની ઓછી વત્તી ગરમી કયા સાધનથી અને શી રીતે જાણી શકાય છે ?

૮. ત્રિવિધ તાપ કયા કયા છે ?

૯. ગયા સૈકામાં જે દાનવીરો આ ઈલાકામાં થઈ ગયા હોય તેમનાં નામ આપો.

૧૦. (क) 'ગુજરાતી' વર્તમાનપત્ર ક્યાં અને કેટલાં વર્ષથી પ્રકટ થાય છે ?

(ख) તેના આદ્ય તંત્રી કોણ હતા, અને તે પ્રકટ કરવામાં તેમને શરૂઆતમાં મુખ્ય સહાય કોની હતી ?

૧૧. નીચેના શબ્દો શાને માટે વપરાય છે તે કહો:-

કાકપત્ર, જાદાપત્ર, તમાલપત્ર, તાડપત્ર.

૧૨. લેજીસ્લેટિવ કૉઉન્સીલ અને એક્ષિક્યુટિવ કૉઉન્સિલ એ શું છે ?

## ૭૭

૧. વધારેમાં વધારે રાજ્ય કર્યું હોય એવા મોગલ પાદશાહનું નામ કહો ?

૨. કાઠિયાવાડમાં ઘણું કરીને દરેક ગામની ભાગોળે પથરાના પાળિયા ઉભા કરેલા હોય છે, તેનો હેતુ શો હોય છે?

૩. મહાભારતનાં બે મુખ્ય પ્રતાપી સ્ત્રીપાત્ર કોણ હતાં?

૪. નીચે જણાવેલા ગૃહસ્થો શેને માટે નામાંકિત થયેલા છે તે જણાવો:—

(૧) રવિન્દ્રનાથ ટાગોર.

(૨) નાનાભાઈ રૂસ્તમજી રાણીના.

(૩) દયાનંદ સરસ્વતી.

(૪) મદનમોહન માલવિયા.

(૫) સર દીનશા માણેકજી પિટીટ.

(૬) દીનશા એદલજી વાચ્છા.

૫. રેલવેમાં કેટલા વાગ્યાથી કેટલા વાગ્યા સૂધીનો એક દહાડો ગણાય છે?

૬. નીચે જણાવેલી કહેવતોના પ્રસંગ કહો અને તેનો અર્થ સમજાવો:—

(क) ભર્યામાં ભરે ને ભૂખ્યામાં ભુલે.

(ख) તલમાં ત્રીજું નહીં, ને કપાસમાં બીજું નહીં.

(ग) જમવામાં જગલો ને કુટવામાં ભગલો.

૭. મેઘ ધનુષ્ય એ શું છે, તે વિગતથી બરાબર સમજાવો.

૮. (क) ચંદ્રને પૃથ્વીની આસપાસ ફરવાને કેટલો વખત લાગે છે?

(ख) આ પ્રમાણે ફરવા છતાં આપણા જોવામાં તેની તેજ બાજુ કેમ આવે છે?

૯. 'ભરતખંડ' એ નામ શા ઉપરથી પડેલું છે અને તે સંબંધી શી હકીકત છે ?

૧૦. માણુસના શરીર ઉપર હવાના દબાણનું પ્રમાણ શું છે ?

૧૧. આપણા દેશમાં નળિયાં કેટલા પ્રકારનાં વપરાય છે અને તેમાં શું ફેર છે ?

૧૨. હાલમાં આ ઈલાકામાં સ્ત્રી ઉપયોગી ચોપાનિયાં કયાં કયાંથી પ્રકટ થાય છે ?

## ૭૮

૧. હિંદુ ધર્મમાં કયાં ઝાડ પવિત્ર ગણાય છે, અને કયાં યજ્ઞમાં ઉપયોગી ગણાય છે ?

૨. (क) બૉયર લોકો કયાંના રહેવાસી છે ?

(ख) તેમને કયા લોકો સાથે કયારે લઢાઈ થઇ હતી ?

(ग) એમના મુખ્ય સરદારનું નામ શું ?

૩. ફ્રાન્સ અને ઈંગ્લન્ડ વચ્ચે કમીમાં કમી અંતર કેટલું છે, અને તે કઈ જગ્યા આગળ છે ?

૪. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:-

"સુપ્રાસ કાવ્યે રસ અર્થ જો નહીં,
ચૈતન્ય વિના શબ સારૂં તે સહી;
સદ્ગુણુ હીણી રૂપવતી નારી તે,
મીઠાસ વિના ફળ ઈંદ્રવાણું તે."

૬. (क) શરદ ઋતુ ક્યાંથી ક્યાં સૂધી ગણાય છે?
(ख) એ ઋતુમાં હવા કેવા પ્રકારની હોય છે?
(ग) અસલના વારામાં આ ઋતુને માટે શો આશીર્વાદ આપતા હતા?

૭. ધર્મસૂત્રોમાંથી કયા ગ્રંથો થયા છે?

૮. (क) 'કેપ ઑફ ગુડ હોપ' આ સ્થળ પ્રથમ કયા વહાણવટીને માલૂમ પડ્યું હતું?
(ख) એ નામ શા ઉપરથી પાડવામાં આવ્યું હતું?

૯. 'વેધર કૉક' એનો ઉપયોગ શો છે?

૧૦. વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્રનો પ્રસંગ ટુંકામાં વર્ણવો.

૧૧. લઢાઈકાર્ય શિવાય બીજે કયે કયે પ્રસંગે તોપ ફોડવામાં આવે છે તે જણાવો.

૧૨. (૧) મોહનલાલ કરમચંદ ગાંધી; (૨) અહલ્યાબાઈ; (૩) વિશ્વનાથ નારાયણ મંડળિક; (૪) ભોજાભક્ત; (૫) દિનમણીશંકર રમાશંકર શાસ્ત્રી; (૬) વલ્લભ કવિ-એમના સંબંધમાં હકીકત જાણતા હો તે ટુંકામાં લખો.

## ૭૬

૧. (क) 'મેગ્ના ચાર્ટા' એ શું છે?
(ख) હિંદુસ્તાનની પ્રજા કયા લેખને પોતાનો 'મેગ્ના ચાર્ટા' ગણે છે?

૨. (क) મુંબઈથી કાશી કયે કયે માર્ગે, અને કઈ કઈ રેલ્વે મારફત જવાય છે?

(ख) તે દરેક માર્ગમાં મોટાં મોટાં જન્કશનો ક્યાં ક્યાં છે ?

૩. આઠ આત્મગુણો કયા કયા છે ?

૪. મેલેરિયા તાવ ( વિષમ જ્વર ) ઘણું ખરૂં કઇ મોસમમા આવે છે ?

૫. પરસેવો થયો હોય ત્યારે કપડાં કાઢી નાખી તુરત પુષ્કળ હવા આવતી હોય એવી જગ્યામાં બેસવાથી શું નુકસાન થાય છે ?

૬. નીચેના શબ્દો સમજાવો:-
ઇષ્ટદેવ, અક્ષયપાત્ર, દિગ્પાળ, વજ્રલેપ, મચ્છવેધ.

૭. મંડનમિશ્ર, કુમારીલ ભટ્ટ, ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય એ કોણ હતા, અને તેઓ શા કારણથી પ્રખ્યાત થયા છે તે જણાવો.

૮. (૧) ભાલણ, (૨) પ્રીતમ, (૩) ધીરો, (૪) આદિતરામ–એમના વિષે શું જાણો છો ?

૯. કોઈ વસ્તુ રસ્તામાંથી જડે, અને તેનો માલિક કોણ છે તે જાણવામાં ન હોય, તો તે વસ્તુ ક્યાં કોને સ્વાધીન કરશો ?

૧૦. 'બૃહત્ કાવ્યદોહન' નામનાં પુસ્તકો સંબંધી શું જાણો છો તે કહો.

૧૧. ઘરની અને તેની આસપાસની જમીન બગડે નહીં તેને સારૂ કયા પ્રકારની સાવચેતી રાખવાની જરૂર છે ?

૧૨. 'પ્રિન્સ ઑફ વેલ્સ' આ ઇલકાબ કોને આપવામાં આવે છે ?

## ૮૦

૧. બ્રાહ્મણનાં (દ્વિજનાં) મુખ્ય નૈમિત્તિક કર્મો કયાં કયાં છે?

૨. નીચે જણાવેલાં નાટકો વગેરેના કર્ત્તાનાં નામ આપો:—

અમરૂ શતક; ગુલાબ નાટક; ભદ્રંભદ્ર; નૃસિંહ નાટક; જાપાનની કેળવણીની પદ્ધતિ; સંસારિકા; વીરમંડળ.

૩. પાણીથી ભરેલા કાચના પ્યાલામાં બરફનો ગાંગડો નાંખવાથી પ્યાલાના બહારના ભાગમાં પાણીના ઝીણાં ટીપાં બાઝે છે, તેનું કારણ સમજાવો.

૪. (क) કાશી કયા ધર્મના લોકોનું જાત્રાનું સ્થળ છે?
(ख) ત્યાં મુખ્ય દહેરૂં કયા દેવનું છે તે જણાવો.

૫. નીચેના શબ્દો સમજાવો:—

ૐકાર, અધ્યાત્મ, ત્રૈલોક્ય, પરમહંસ, રામરાજ્ય.

૬. શેર, લોન, ડિબેન્ચર એટલે શું?

૭. ખેળ (કાંજી) કયા કયા પદાર્થની બનાવવામાં આવે છે, અને તેનો શો ઉપયોગ કરવામાં આવે છે?

૮. લૉર્ડ, ડ્યુક, કાઉન્ટ, બેરોનેટ, સર—આ શબ્દો કોને માટે વપરાય છે?

૯. કેળ, નાળિયેરી અને સાગ એનાં થડનાં બંધારણમાં શો ભેદ છે?

૧૦. આકાશમાં વાદળાં હોય તે દિવસે ગરમી કેમ લાગે છે, અને અકળામણ કેમ થાય છે?

૧૧. નીચેનાં નામ કોને લાગુ પડે છેઃ—
નીલકંઠ, પાંચાલી, ગિરિધર, રઘુપતિ, સારંગપાણી, વિરંચી, પાર્થ.

૧૨. રોગ ઉત્પન્ન કરનારા જંતુને નાબુદ કરવાનું મોટામાં મોટું અને સસ્તું સાધન કયું છે?

# ૮૧

૧. (क) શીખ લોકો કયો ધર્મ પાળે છે?
(ख) તેમના ધર્મમાં મુખ્ય કોણ કોણ થઈ ગયા છે?

૨. પાણીમાં કયાં તત્ત્વ રહેલાં છે, અને તે શી રીતે છૂટાં પાડી શકાય છે?

૩. અંગ્રેજી ફેબ્રુઆરી માસ ચાર ચાર વર્ષે ઓગણત્રીસ દિવસનો આવે છે, એટલે તે સાલમાં વર્ષના ૩૬૬ દિવસ હોય છે. તેનું કારણ સમજાવો.

૪. (क) લાકડાનું ચીવટપણું શાના ઉપર આધાર રાખે છે?
(ख) ચીવટ લાકડાવાળાં ઝાડનાં નામ આપો.

૫. રાવણ, વાલિ, અને કીચક એમનામાં કયા દુર્ગુણો હતા?

૬. (क) અલ્લાઉદ્દીન ખુનીએ દક્ષિણ હિંદુસ્તાનમાં કયું મોટું હિંદુ રાજ્ય પાયમાલ કરી નાખ્યું હતું?

(ख) તે વખતે ત્યાં રાજા કોણ હતો ?

૭. ગુજરાતમાં પાંચ દદ્દામાં ગણાતા ગૃહસ્થોનાં નામો કહો.

૮. નીચેના શબ્દોના અર્થ સમજાવો:-

(૧) લુણો-લુણી. (૩) આરો-આરી.

(૨) ગોટો-ગોટી. (૪) કાંટલો-કાંટલી.

૯. એક અક્ષાંશમાં કેટલા માઈલ ગણાય છે ?

૧૦. સિકંદર અને પૌરસ એમના સંબંધી ટુંકામાં હકીકત આપો.

૧૧. નીચેનાં અધુરાં વાકયો બાકીના શબ્દો ઉમેરી પૂરાં કરો:—

(क) ખેડ ખાતર ને પાણી...........

(ख) લાંબા જોડે ટુંકો જાય...........

(ग) મફતનું ખાવું...................

(घ) ...........ને જાગતાંની પાડી.

૧૨. ગુજરાતમાં આગગાડી કયારે શરૂ થઈ હતી ?

# ૮૨

૧. (क) દરિયા કાંઠે આવેલા દેશોને કઈ કઈ જાતના લાભ મળે છે ?

(ख) દરિયાનો કાંઠો કેવા પ્રકારનો હોય તો આ જાતના લાભ વધારે મળી શકે ?

૨. ઉત્તર અમેરિકાનાં મુખ્ય પાંચ શહેરોનાં નામ આપો.

૩. નીચે જણાવેલી વસ્તુઓ કયા દેશમાં વધારે થાય છે:–

ચાહ, કાફી, ખાંડ, ઉન.

૪. પ્રાચીન કાળમાં યુરોપ ખંડમાંથી કોણે કોણે હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કરી હતી ?

૫. ગિની અને રૂપિયામાં કઈ કઈ ધાતુનું શા માટે, અને કયા પ્રમાણમાં મિશ્રણ કરે છે ?

૬. જેમાં માણસનાં નામ આવતાં હોય એવી છ કહેવતો આપો.

૭. પાસેમાં પાસેનો તારો પૃથ્વીથી કેટલા માઈલ દૂર હશે ?

૮. પૃથુરાજના મૃત્યુ સંબંધી જે કહાણી ચાલે છે તે જણાવો.

૯. ખાવાનાં પાનની કઈ કઈ જાત થાય છે, અને તે ક્યાં થાય છે ?

૧૦. મનુષ્ય અને પશુમાં કઈ કઈ બાબતો મળતી છે; અને કઈ બાબતની ખામીને લીધે મનુષ્યને પશુની ઉપમા આપવામાં આવે છે, તથા કઈ બાબતમાં મનુષ્ય પશુથી શ્રેષ્ઠ છે ?

૧૧. 'ઈસ્ટ ઇન્ડિયા કંપની' એ ક્યાં, ક્યારે, શા કારણથી સ્થપાઈ હતી ?

૧૨. પૃથ્વીનો વ્યાસ કેટલો છે, અને પરિઘ કેટલો છે?

# ૮૩

૧. ચંદ્રગુપ્ત કોણ હતો? એના વખતમાં યુરોપમાંથી કયો રાજા હિંદુસ્તાનમાં આવ્યો હતો?

૨. તાપમાં કપડાં ખુલ્લાં મૂકવાથી–રહેવાથી કેટલાક રંગ ઉડી જાય છે, અને કેટલાક કાળા પડી જાય છે, તેનું કારણ શું?

૩. ગિરનાર પર્વત ઉપર કયા રાજાના લેખ પત્થર ઉપર કોતરેલા જણાય છે, અને તેમાં શું જણાવેલું છે?

૪. ટુંકામાં ટુંકો અને લાંબામાં લાંબો એવો દહાડો કઈ તારીખે હોય છે, અને રાત અને દહાડો સરખાં કઈ તારીખે હોય છે?

૫. (क) અબનુસ એ શું છે? (ख) તે શા કામમાં આવે છે? (ग) એમાં કયો ગુણ રહેલો છે?

૬. ગુજરાતમાં મોટી જાત્રા કે મેળા ક્યાં ક્યાં ક્યારે ભરાય છે?

૭. "મીડાં મોટાં અતિશે પત્રે,
ભરિયાં અસંખ્ય સંખ્યામાં;
મૂલ્ય મળે નવ કાંઈ,
અંક વિના છે નકામું ભંખ્યામાં."

ઉપરની લીટીના અર્થની એક ટુંકી કહેવત કહો, અને તે કેવે પ્રસંગે બોલવામાં આવે છે તે જણાવો.

૮. પ્રકાશનો વેગ એક સેકન્ડમાં કેટલા માઇલ હશે?
૯. વીરરસ, શૃંગારરસ, કરુણારસ, શાંતરસ–એ રસની કવિતા આ દેશમાં કયા કયા ભાગમાં ઉત્તમ લખાય છે?
૧૦. 'અનસૂયા' એ કોની દીકરી, અને કયા ઋષિની સ્ત્રી હતી?
૧૧. અંગ્રેજી રાજ્યના અમલમાં દિલ્હીમાં ક્યારે ક્યારે દરબાર ભરવામાં આવ્યા હતા?
૧૨. 'કલ્પવૃક્ષ' અને 'કામધેનુ' એના વિષે શું જાણો છો?

## ૮૪

૧. એક ઘન ઇંચ સોનાનું કેટલું લાંબું પહોળું પાતળું પતરૂં ( વરક ) થઈ શકે છે?
૨. સીતાજીના જન્મ વિષે શું વૃત્તાંત છે?
૩. તીરવા, વાંસવા, રાસવા, શબ્દવેધી, ગોરજ. એ શબ્દો સમજાવો.
૪. પહેલા અને બીજા પ્રકારના ઉચ્ચાલનનો ઉપયોગ થતો હોય, એવા માણસના શરીરમાં કયા ભાગ છે?
૫. સતી થવાનો ચાલ કોના વખતમાં અને કઈ સાલમાં બંધ થયો?
૬. હિંદુસ્તાનમાં ખાસ કરી સંગીત અને નાટ્ય કળા ક્યાંનાં વખણાય છે?

૭. નીચેની લીટીઓનો અર્થ સમજાવોઃ-

(क) "જીવ ન જેને વશ રહે,
થાય દુઃખી મતિ હીન;
જેમ ગળ આમિષ કારણે,
પ્રાણ તજે છે મીન."

(ख) "ધનથી જે નર હીન,
હીન ન તેને બુધ કહે;
વિદ્યા બુદ્ધિ વિહીન,
હીન તેજ સૌ વાતમાં."

૮. કેસુડાંના ફૂલની ઉપમા કોને આપવામાં આવે છે?

૯. (क) બંગાળામાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખનારનું નામ શું?

(ख) તેણે કઈ લઢાઈ કરી જીત મેળવી હતી?

૧૦. નીચે જણાવેલા ગૃહસ્થો સંબંધે ખાસ જાણવા જેવું શું છે તે તેમના વતન જણાવી લખોઃ-

(૧) જમશેદજી નસરવાનજી ટાટા.
(૨) રોમેશ ચંદ્ર દત્ત.
(૩) સર ચીનુભાઈ માધવલાલ.
(૪) જસ્ટીસ નાનાભાઈ હરિદાસ.
(૫) લાલન ફતેહચંદ કપુરચંદ.
(૬) ગૌરીશંકર ઉદયશંકર ઓઝા.

૧૧. જૂદા જૂદા કામ માટે કઈ જાતનાં લાકડાં વધારે સારાં અને ઉપયોગી ગણાય છે?

૧૨. અનાર્ય જાતો કઈ કઈ ગણાય છે?

# ૮૯

૧. (क) લંકાને હિંદુસ્તાન વચ્ચે કઈ ખાડી છે?
(ख) એના ઉપર કોણે અને ક્યારે પૂલ બાંધ્યાની દંતકથા છે?

૨. (क) વિક્રમનું રાજ્ય ક્યાં હતું?
(ख) એમને કયું ઉપનામ મળ્યું હતું?

૩. સોનાને ગાળવા માટે ગરમી જોઇએ, તેના કરતાં લોઢાને ગાળવાને વધારે ગરમી શા કારણથી જોઇએ છે?

૪. ટપાલ (પોસ્ટ) ખાતામાં (૧) અર્ધા આનાવાળા છાપેલા પાકીટો, (૨) એકવડા જુના પોસ્ટ કાર્ડ, અને (૩) બેવડા (જવાબ માટેના કાર્ડ સાથે) પોસ્ટ કાર્ડ-એ લોકોના ઉપયોગ માટે કઈ સાલમાં દાખલ કરવામાં આવ્યા હતા?

૫. ઇંગ્લન્ડ અને હિંદુસ્તાનની ભૂરચના અને આબો હવામાં કઈ જાતનો ફેર છે?

૬. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:-
"દક્ષ પવિત્ર સદા મન શાંત, ઇંદ્ર જીત થઇ વશ એકાંત; મુનિ, તાપસ, વિદ્યા વ્રતધામ, માન્ય પૂજ્ય ને કર તું પ્રણામ."

૭. 'એક ચંદ્ર અંધારૂં ટાળે છે, પણ ઘણા તારાથી અંધારૂં દૂર થતું નથી'-આ વાક્ય વ્યવહારમાં કઈ બાબતને લાગુ પડે છે તે જણાવો.

૮. પાણીમાં થનારી વનસ્પતિ કઈ કઈ છે?

૯. કયા પેશવાએ મરાઠી રાજ્ય ખોઈ નાખ્યું, અને તેનો સરદાર કોણ હતો?

૧૦. બાજીરાવ પેશવા અને નાના ફડણવીશ કોણ હતા?

૧૧. નીચેના શબ્દોના કારણ સાથે અર્થ જણાવો:—

ત્રિભુવન, ગરૂડારૂઢ, ગિરિધર, જદુપતિ.

૧૨. 'ઇથર' એ શું છે, અને કેવો પદાર્થ છે?

## ૮૬

૧. અજવાળિયામાં અને અંધારિયામાં ચંદ્રનો પ્રકાશિત ભાગ કઈ દિશામાં હોય છે, તે કારણ સહિત સમજાવો.

૨. વેદના વિભાગ પ્રમાણે બ્રાહ્મણોના કયા વિભાગ પડેલા છે?

૩. ઇંગ્લન્ડની પાર્લામેન્ટ એ શું છે, અને તેમાં કેટલા સભાસદ હોય છે?

૪. બત્રીસ લક્ષણ કયાં કયાં છે તે લખો.

૫. (क) પાટી લીલાવતીના કર્ત્તા કોણ હતા?

(ख) એ ગ્રંથ કયા વિષયનો છે?

૬. (क) નર્મદાશંકરનું દેશપ્રીતિ સંબંધી કયું ગીત ઘણું જાણીતું છે?

(ख) તેમની સાહસને માટે કઈ કવિતા વખણાયલી છે?

૭. નેપોલિયન બોનાપાર્ટના સંબંધમાં શું જાણો છો?
૮. અર્વાચીન કાળમાં કઈ કઈ ચમત્કારિક શોધો થયેલી છે?
૯. મનોવિકાર દબાવવાનું મુખ્ય સાધન શું છે?
૧૦. કંઈક ધોરણથી બુદ્ધિપૂર્વક વિચાર કરી કુશળતાથી કામ કરનારા ગુજરાતમાં કયા પ્રસિદ્ધ પુરૂષો થઈ ગયા છે?
૧૧. નીચે જણાવેલાં કાવ્યો, પુસ્તકો કે ભાષાન્તરો કોણે રચેલાં કે કરેલાં છેઃ-
હૃદયવીણા; મેઘદૂત; કાવ્ય રસિકા; કાદમ્બરી; લેન્ડોરના કાલ્પનિક સંવાદો; નભુવાણી; દેશી કારીગીરીને ઉત્તેજન.
૧૨. નીચેના શબ્દો કયાં પ્રાણી માટે વાપરવામાં આવે છે :-
તોખાર, અજા, કુંજર, કુરંગ, નિશાચર, જમ્બુક.

## ૮૭

૧. (क) મહારાણી વિકટોરીયાને કેવા પ્રકારના સગપણથી ગાદી મળી હતી?
(ख) તેમણે કયાંથી કયાં સૂધી કેટલી વય સૂધી રાજ્ય કર્યું હતું?
(ग) એમને કયું ઉપનામ આપવામાં આવ્યું છે?
૨. "મનુષ્યમાં અમરદૈવી અંશ તેની સદ્‌વૃત્તિ છે" એ વાક્ય સમજાવો.

૩. 'પંચરત્ન ગીતા' એમાં શેનો શેનો સમાવેશ કરેલો હોય છે?

૪. કેશવ ચંદ્ર સેન, કર્નલ ઑલકોટ, મેડમ બ્લાવેટસ્કી, રા. બા. ભોળાનાથ સારાભાઈ, એમના વિષે શું જાણો છો?

૫. સોળ શૃંગાર કયા કયા છે?

૬. (क) ત્રિમૂર્તિ કોને કહેવાય છે?
(ख) તેમનું મુખ્ય કામ કયું ગણાય છે?

૭. (क) લોહીમાં હવા મળવાથી શું થાય છે?
(ख) લોહીમાં હવા મળતી વખતે તે છુટી પડી જઈ તેના કયા કયા ભાગ થાય છે, અને લોહી સાથે કયો ભાગ મળી જાય છે?

૮. કયાં ઝાડનાં લાકડાને ઉધાઈ લાગતી નથી?

૯. બુધ ગ્રહ હમેશાં ક્યારે દેખાય છે?

૧૦. પૃથ્વી ચોવીસ કલાકમાં પોતાની ધરીપર એક આંટો ફરી રહે છે, તો સતત સાત દિવસ વરસાદ થવાથી તેના દરેક ભાગપર વરસાદ પડેલો હોય કે કેમ, તે કારણ સાથે સમજાવો.

૧૧. હિંદુસ્તાનના વતનીઓ કયાં સંસ્થાનોમાં ધંધાર્થે ગયેલા છે?

૧૨. નીચેની લીટીઓનો અર્થ સમજાવોઃ—

તન રક્ષણ ભજનાર્થ તે, ભોજન કરે સુજાણ;
ભોજનાર્થ તન જે લહે, તે નર પરમ અજાણ.



૧. કાચની બરણીમાં દીવો કે દેવતા મૂકી ઢાંકી દઇએ તો તે થોડીવાર પછી ઓલવાઈ જાય છે, તેનું કારણ શું?

૨. (क) શુક્રનો ગ્રહ કયારે દેખાય છે?
(ख) શુક્રનો ગ્રહ પૃથ્વીથી કેટલો દૂર છે?
(ग) સૂર્યની આસપાસ ફરતાં તેને કેટલો વખત લાગે છે?

૩. સ્ટીફનસન, વૉટ, રેલે એમણે શેની શોધ કરી હતી?

૪. ડા. બૂલર, મનુભાઈ નંદશંકર, ડા. કીલહોર્ન, વિષ્ણુ આબાજી કાઠવાટે, રેવરન્ડ જે. વી. એસ. ટેલર, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફ, વાઘજી આશારામ, કરીમ અલ્લી રહીમ નાનજીઆણી- આ ગૃહસ્થોની જ્ઞાતિ જણાવી, ગુજરાતમાં તે શાથી નામાંકિત થયેલા છે તે લખો.

૫. (क) પ્રતાપ રાણાને દુઃખના વખતમાં તેના કયા કારભારીએ મદદ કરી પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું?
(ख) એ કારભારીએ કેટલી મદદ કરેલી કહેવાય છે?

૬. યુરોપ ખંડની ઘણી ખરી ભાષાઓ કઈ ભાષામાંથી નીકળેલી છે, અને તે ભાષા મૂળ કયા દેશમાં ચાલતી હતી ?

૭. (क) વિદ્યા ભણુતી વખતે શ્રીકૃષ્ણુના સખા કોણુ હુતા ? (ख) તે સખાનું વતન કયું હતું ને તે ક્યાં આવેલું છે ?

૮. નીચેની વસ્તુઓ કેવા પ્રકારનાં ઉચ્ચાલન છે તે કહો:–

ખીલા ઉપાડવાની હથોડી, ચીપીઓ, ભોંય પર પડેલી નિસરણી.

૯. નીચેનાં સ્થળો ક્યાં આવેલાં છે:–

પંચાળ, પંચવટી, કુરૂક્ષેત્ર, કેદાર.

૧૦. દેશી ચોપડા બાંધવાના કાગળો ગુજરાતમાં ક્યાંના વખણુાય છે, અને એ કાગળો કઈ જાતના કહેવાય છે ?

૧૧. નીચેના શબ્દોના અર્થ સમજાવો:–

સુખડી, દસ્તુરી, વહીપૂજા, બોણી.

૧૨. જેમાં ગામ કે શહેરનાં નામ આવતાં હોય એવી દશ કહેવતો આપો

## ૮૬

૧. દર્શનના ગ્રંથો કયા કયા છે, અને તેમાં શી બાબતો આવે છે ?

૨. ઇન્ડિયા કૉઉન્સિલ એટલે શું સમજો છે ?

૩. ડયુક ઓફ વેલીંગ્ટન, નેલ્સન, લૉર્ડ કીચનર, લૉર્ડ રૉબર્ટ્સ–એમના વિષે શું જાણો છો?

૪. ગ્રહો શી રીતે ઉત્પન્ન થયા છે?

૫. વિદ્યા, બુદ્ધિ, પૈસો, અધિકાર, પદવી એ કયા ગુણથી દીપી નીકળે છે?

૬. યુનાઈટેડ સ્ટેટ્સની સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં અગ્રેસર કોણ હતા?

૭. મુંબઈમાં કયાં કયાં રોજીંદા વર્તમાનપત્રો નીકળે છે?

૮. હિંગાષ્ટક ચૂર્ણ શાનું બને છે? અને કયે પ્રસંગે તેનો ઉપયોગ કરવામાં આવે છે?

૯. જ્યોતિષ વિદ્યાનો મૂળ પાયો શાના ઉપર રચાયલો જણાય છે?

૧૦. 'મેન્યુઅલ ટ્રેનિંગ' એટલે શું? તેથી થતા ફાયદા ટુંકામાં સમજાવો?

૧૧. નીચેની કહેવતોના અર્થ સમજાવો:–

(क) ઉજડ ગામમાં એરંડો પ્રધાન.

(ख) અધુરો ઘડો ઘણો છલકાય.

(ग) વાંદરાને નિસરણી મળી.

૧૨. ચાંપાનેર શહેર ક્યાં આવ્યું છે અને તે કયા રાજાના વખતમાં કોણે વસાવ્યું હતું?

## ૧૦

૧. વ્હીગ, ટોરી, કોન્ઝરવેટિવ, લિબરલ, યુનિયનીસ્ટ, નેશનલીસ્ટ–એ સમજાવો.

૨. ઇંગ્લન્ડમાં કયું વર્તમાનપત્ર મુખ્ય ગણાય છે? તેની દરરોજ કેટલી નકલ છપાય છે?

૩. હોમર કવિ કયા દેશમાં થયો હતો? તેમના કયા ગ્રંથો પ્રસિદ્ધ છે?

૪. કર્ણ, સુગ્રીવ, દ્રોણ, જનક—એમની ખ્યાતિનાં કારણો જણાવો.

૫. કુવો ખોદતાં થોડે થોડે અંતરે માટી વગેરેનાં જૂદાં જૂદાં પડો માલૂમ પડે છે, તે ઉપરથી પૃથ્વીની ઉત્પત્તિ વિષે કેવું અથવા શું અનુમાન બાંધવામાં આવે છે?

૬. "સત્સંગ એજ ધર્મની પ્રવૃત્તિનું મૂળ છે," આ વાકય સમજાવો.

૭. વેપારી લોકો નીચેના સાંકેતિક શબ્દો વાપરે છે તેના અર્થ કહો:—

સળી, વીલ, કેળ, ઉધાન, ગોથ, મૂળ, જણુસ, આંગળ.

૮. ઘરમાં હુવા દૂષિત કરનારી જગ્યાઓ અને વસ્તુઓ કઈ કઈ છે?

૯. ગુરૂત્વમધ્ય બિંદુ પાયામાંથી કયારે જલદી બહાર નીકળી જાય છે?

૧૦. અવલોકન શક્તિથી જગતમાં મહાન્ કાર્યો થયાં છે, તેનાં ઉદાહરણ આપો.

૧૧. અમુક મુદતે અને એકજ દિવસે લગ્ન કરવાનો રિવાજ ગુજરાત કાઠિયાવાડમાં કઈ ન્યાતોમાં છે?

૧૨. જેમાં 'એક,' 'બે' વગેરે સંખ્યાવાચક શબ્દો આવતા હોય, એવી વીસ કહેવતો આપો.

# ૬૧

૧. ઓઢવાની ગરમ અને સુતરાઉ કેટલીક ચીજોનાં નામ આપો ?

૨. નીચે જણાવેલા ગૃહસ્થો ક્યાંના વતની હતા અને પોતાના સમયમાં કયાં કામોમાં કયે સ્થળે તેઓ અગ્રેસર તરીકે ભાગ લેતા હતાઃ–

(૧) ગીરધરલાલ દયાળદાસ.
(૨) ડા. ધીરજરામ દલપતરામ.
(૩) નગીનદાસ તુલસીદાસ.
(૪) રણછોડલાલ છોટાલાલ.
(૫) દુર્ગારામ મંછારામ.
(૬) નવલરામ લક્ષ્મીરામ.

૩. કયા યંત્રથી શરીરની અંદરના ભાગની છબી પડે છે ?

૪. ઉનાળા કરતાં ચોમાસામાં લુગડાં સુકાતાં કેમ વાર લાગે છે ?

૫. (ક) એસિડ એ કેવો પદાર્થ છે ?
(ख) કઈ કઈ વસ્તુઓમાં એસિડનો ગુણ હોય છે ?

૬. ગુજરાતમાં મોટામાં મોટું મીઠા પાણીનું અને ખારા પાણીનું સરોવર કયાં છે ? અને તે કયાં નામથી ઓળખાય છે ?

૭. પદાર્થના મુખ્ય ગુણો કયા કયા છે?

૮. (क) યુનિવર્સિટી તે શું છે?

(ख) હિંદુસ્તાનમાં યુનિવર્સિટીઓ ક્યાં ક્યાં છે?

૯. (क) હાઉસ ઓફ લૉર્ડ્સ અને હાઉસ ઓફ કૉમન્સ એ શું છે?

(ख) હાઉસ ઓફ કૉમન્સના પ્રમુખને શું કહે છે?

૧૦. મુસલમાન લોકોના બાર માસનાં નામ જણાવો.

૧૧. નીચેની લીટીનો અર્થ આપો:-

'ફેણ હજાર ને ઝેર અતુલ પણ,
વાસુકીએ ભાર તોળ્યો;
ગર્વ વિનાના દશરથ પુત્રે,
ગર્વી રાવણને રોળ્યો'.

૧૨. પ્રોટેસ્ટન્ટ પંથ કોણે સ્થાપ્યો છે? (ख) આ પંથ હાલ કયા કયા દેશમાં પ્રચલિત છે?

# ૧૨

૧. સ્નેહાકર્ષણ અને સંબંધાકર્ષણથી વિરુદ્ધ કયું બળ છે?

૨. દક્ષિણ હિંદુસ્તાનમાં દહેરાં ક્યાંનાં વખણાય છે?

૩. 'અઢાર ભાર વનસ્પતિ' અને 'અઢાર ભાર સોનું' એ સમજાવો.

૪. નીચે જણાવેલા ગૃહસ્થો સંબંધી તમે શી હકીકત જાણો છો:-

(૧) પ્રેમચંદ રાયચંદ.
(૨) સવિતાનારાયણ ગણપતિનારાયણ.
(૩) ડા. રાષ બિહારી ઘોષ.
(૪) સ્વામી વિવેકાનંદ.
(૫) કરસનદાસ માધવદાસ.

૫. પાણીની અંદર ચાલતી બોટો, મેગેઝીન રાઇફલ, હવાઈ વિમાન—એ શું છે તે સમજાવો.

૬. સૂત્રધાર, નટી, વિદૂષક, પાત્ર, પ્રેક્ષક, રંગભૂમિ, એ નાટકને લગતા પારિભાષિક શબ્દો સમજાવો.

૭. લાકડાં ફાડવામાં કયું બળ તોડવા માટે છીણીપર ઘા કરવામાં આવે છે?

૮. (क) અમદાવાદ શહેરમાં મુખ્ય ઉદ્યોગ શેનો છે?
(ख) એમાં જાણવા જેવી સંસ્થાઓ કઈ કઈ છે?

૯. કયા પદાર્થમાંથી વિદ્યુત ઉત્પન્ન કરી શકાય છે?

૧૦. ષટ્શાસ્ત્ર, સપ્તઋષિ, છ રાગ એ કયાં કયાં છે, તે જણાવો.

૧૧. કલાઈ ધાતુનો ઉપયોગ શેમાં શેમાં થાય છે?

૧૨. નીચેની કહેવતો કયે પ્રસંગે વપરાય છે તે જણાવો:-
(क) જૂઠાનું આવરદા ચાર ઘડી.
(ख) નેળનાં ગાડાં નેળમાં રહેતાં નથી.
(ग) રૂપિયા કરતાં વ્યાજ વહાલું.

## ૧૩

૧. નીચેના શબ્દો સમજાવો:-
કૉલેજ, ટર્મ, ગ્રેજ્યુએટ, ફેલો, સેનેટ, સિન્ડીકેટ.

૨. મિસ્ટર, મિસીસ, મિસ, માસ્તર અને મિસેસ- આ અંગ્રેજી શબ્દો કોને લાગુ પડે છે?
૩. હિંદુસ્તાનના નામાંકિત રાજદ્વારી પુરૂષો પૈકી દશનાં નામ આપો, અને તે દરેક કયા ઈલાકાના છે તે જણાવો.
૪. ભક્તિકાંડ, કર્મકાંડ, અને જ્ઞાનકાંડ એનો સંબંધ કોની સાથે રહેલો છે?
૫. ‘ચલણી નોટ’ના કકડા થઈ ગયા હોય, અથવા થોડી બળી ગઈ હોય તો તે નોટના પૈસા મળે કે કેમ? અને મળે તો કેવી રીતે ?
૬. કાંસાનો ઉપયોગ શેમાં કરવામાં આવે છે?
૭. ચંડીગ્રામ, ભૃગુપુર, વીરક્ષેત્ર, સ્તંભતીર્થ, જીર્ણ- દુર્ગ, દર્ભાવતી-આ નામો હાલનાં કયાં શહેરને માટે વપરાય છે?
૮. ‘મધુકરી,’ ‘સાતવારી’ આ શબ્દો શાને માટે વપરાય છે?
૯. મુંબઈ ઇલાકામાં રક્તપિત્તિયાના ઉપચારને માટે દવાખાનાં કયાં કયાં છે?
૧૦. ફાચર અને પેચ, એ યંત્રોનો કોની સાથે સંબંધ છે તે સમજાવો.
૧૧. ગરમીની વધઘટ વાતાવરણ ઉપર કેવી અસર કરે છે, એટલે શો ફેરફાર કરે છે તે સમજાવો.
૧૨. (क) હડકાયાં કુતરાં કરડેલાં ઈસમોના ઉપ- ચારને માટે મુખ્ય સંસ્થાઓ કયાં છે?

(ख) તેના સંબંધમાં સરકાર તરફથી કેવી સગવડ કરી આપવામાં આવી છે. ?

## ૧૪

૧. કોઈ પદાર્થમાં એસિડ છે કે કેમ, એ શી રીતે પારખી શકશો?

૨. (क) ગુજરાતી ભાષામાં 'અર્થશાસ્ત્ર' નું પુસ્તક રચનાર પ્રથમ ગૃહસ્થ કયા હતા?

(ख) આજ ગૃહસ્થે બીજું કયું પુસ્તક તૈયાર કરેલું છે?

(ग) આ ગૃહસ્થે મુંબઈ ઇલાકામાં કેવા ગુણોને લીધે ખ્યાતિ મેળવી હતી?

૩. વેપારમાં તેજી, મંદી, એક હથુ વેપાર, વાયદો, અને સટ્ટો એ શું છે?

૪. બરફ, ઠંડું પાણી અને ગરમ પાણી સરખા માપના વાસણમાં ભરીએ તો શેનું વજન વધારે થશે?

૫. ચુનીલાલ હિમાલય પર્વતની ટોચ ઉપરથી નીચે ઉતરે છે, અને સુરેન્દ્ર તળેટી આગળથી ટોચ ઉપર જાય છે. બન્ને વચ્ચે ભેગા થતાં એકને અંગરખાની કસ છોડવાની કે કોટનાં બટન કાઢવાની જરૂર પડે છે, અને બીજાને બાંધવા કે બીડવાની જરૂર પડે છે; એમ કરવાનાં કારણો સમજાવો.

૬. ગુજરાતમાં વખણાયલા કિલ્લાઓનાં નામ આપો.
૭. ઉધાઈ અને કસારી ન લાગે, તેને માટે કઈ વસ્તુનો ઉપયોગ કરવામાં આવે છે?
૮. કઠણમાં કઠણ પત્થર કઈ જાતનો થાય છે, અને તે ક્યાંથી મળી શકે છે?
૯. ખાવાનો કાથો શેનો બને છે?
૧૦. સંગીતના તાલ, માપ, માત્રા, ચરણ, પદ, ગણ, એની સમજ ટુંકામાં આપો.
૧૧. કયા પ્રાણીનું લોહી ઠંડું હોય છે?
૧૨. નીચેની લીટીઓનો અર્થ સમજાવો :–

‘સચિવ વૈદ્ય ગુરૂ ત્રણ કદી,
પ્રિય બોલે લહિ ત્રાસ;
રાજ ધર્મ તનનો ત્યહાં,
હોય તુરત તો નાશ.’

## ૧૯

૧. (क) પાણી શુદ્ધ કરવાની રીતો કઇ કઈ છે?
(ख) તે શુદ્ધ કરવાને કેવી ગળણીનો ઉપયોગ કરવામાં આવે છે, અને તેમાં કયા કયા પદાર્થો નાખવામાં આવે છે?
૨. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, અને વલ્લભાચાર્ય એમના શા શા સિદ્ધાંત કે મત છે તે જણાવો.

૩. મનિ ઑર્ડરથી પૈસા મોકલવા બદલની વ્યવસ્થા કરવાનું કામ ટપાલ (પોસ્ટ) ખાતાને કયા વર્ષમાં સુપરત થયું હતું?

૪. (क) કવિ નર્મદાશંકરનું જીવનસૂત્ર શું હતું?
(ख) આ કવિનાં ગદ્ય લખાણ સંબંધે શો અભિપ્રાય બંધાયલો છે?

૫. રજપૂતોના ખરા વીરત્વ સંબંધના એક બે દાખલા આપો.

૬. કેટલાંક તંતુ વાદ્ય અને ચર્મ વાદ્યનાં નામ આપો.

૭. કેવા પ્રકારનાં કામમાં પ્રજાવર્ગને પોલીસની મદદ મળી શકે છે?

૮. પવનના પ્રકાર કયા કયા છે, અને તે કઈ મોસમમાં કઈ દિશામાંથી વાય છે?

૯. હવામાં વજન છે, એ શી રીતે જાણી શકાય છે?

૧૦. (क) દુનિયમાં વસ્તીમાં મોટામાં મોટું શહેર કયું છે? (ख) તેથી ઉતરતાં ત્રણ શહેરનાં નામ હાલની વસ્તીની સંખ્યા સાથે આપો.

૧૧. નીચે જણાવેલા ગૃહસ્થોએ જાણવા જેવાં જે ઉપયોગી કામો કર્યાં છે, તે ટુંકામાં જણાવો:-
(૧) રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા
(૨) દિ. બા. રણછોડભાઈ ઉદયરામ.
(૩) મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.
(૪) છોટાલાલ સેવકરામ.
(૫) મણિલાલ નભુભાઈ.
(૬) રા. સા. મોહનલાલ રણછોડદાસ.

૧૨. પંચયજ્ઞ, પંચપ્રાણુ, પંચરત્ન, પંચદેવી,-આનાં નામ આપો.

## ૧૬

૧. હિંદુસ્તાનની વસ્તી પૈકી ભણેલાં સ્ત્રી પુરૂષોની સંખ્યા કેટલા ટકા હશે ?

૨. (क) નક્ષત્ર અને તારામાં શો ફેર છે ?

(ख) તારા અને ગ્રહોમાં શો ફેર છે ?

૩. (૧) ભડકો, ભડકી, ભડકું; (૨) ઓરો, ઓરી, ઓરૂં–આ શબ્દોના અર્થ આપો.

૪. (क) ગુજરાતના પાંચ પ્રાચીન કવિઓનાં નામ આપો.

(ख) પ્રાચીન સ્ત્રી કવિઓનાં નામ આપો.

૫. પિરામિડ વિષે શું જાણો છો ?

૬. વૈદિક ધર્મ અને જૈન ધર્મ, એમાં મુખ્યત્વે કરી કયો સિદ્ધાંત વિરૂદ્ધ છે ?

૭. આફ્રિકામાં બ્રિટિશ રાજ્યનો મુલક કયો કયો છે?

૮. કયા પદાર્થોના મિશ્રણથી સુરોખાર અને મીઠું બને છે ?

૯. કલકત્તા, મુંબઈ, અને મદ્રાસની હાઈ કોર્ટોના ચીફ જસ્ટીસોના તથા બીજા જડજોના પગાર કેટલા છે ?

૧૦. શાહજહાંનું તખ્તે તાઉસ કોણ લૂટી ગયો હતો?

૧૧. અમુક અંતર ચાલીએ તેના કરતાં તેટલી લંબાઈએ પગથિયાં કે ઢાળ ચઢવાનું થાય, તેમાં વધારે થાકી કેમ જવાય છે ?

૧૨. (૧) સર્ખેજનો રોજો, (૨) દાદા હરિની વાવ, (૩) અડાલજની વાવ, (૪) શાહ આલમનો રોજો, (૫) નખી તળાવ, (૬) કાંકરીઉં તળાવ-- આ કયાં આવેલાં છે?

## ૧૭

૧. ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરેલો હોય એવા કેટલાક મિશનરી તથા બીજા અંગ્રેજ ગૃહસ્થોનાં નામ આપો.

૨. સીધા કર કયા છે, અને આડકતરી રીતે લેવામાં આવે છે તેવા કર કયા છે તે જણાવો.

૩. કાન ન હોવા છતાં સાંભળે છે એવું જનાવર કયું છે?

૪. હીરો એ શાનો બનેલો છે?

૫. 'નમે નમેમેં ફેર હુયે, બહોત નમે નાદાન;
દગલબાજ દોરા નમે, ચિત્તા ચોર કમાન.'
—એનો અર્થ બરાબર સમજાવો.

૬. મદ્રાસથી ન્યુ યૉર્ક જવાના માર્ગો કયા કયા છે?

૭. ઈન્ડિયા રબર, સરેશ અને ગટાપર્ચા એ શું છે? તે દરેકના ભેદ સમજાવો.

૮. (क) પદ્મિની એ કયા રાજાની સ્ત્રી હતી?
(ख) તેનું મુખ જોવા કયા મુસલમાન બાદશાહે પ્રયત્ન કર્યો હતો?

૯. સૂર્યનું અજવાળું બહાર હોવા છતાં ઘરમાં પ્રકાશ કેમ પડે છે?

૧૦. હિંદુસ્તાનમાં લાખ ઉપરાંત વસ્તીવાળાં શહેરો ક્યાં ક્યાં છે, તે વસ્તીના આંકડા સહુ જણાવો.

૧૧. (क) શિવાજીની ફોજમાં મુખ્ય કઈ જાતના લોક હતા?

(ख) મરાઠી રાજ્યના મુખ્ય પ્રધાન કોણ હતા, અને તે કઈ ન્યાતના હતા?

(ग) પાછળથી આ પ્રધાને પોતાની સ્વતંત્ર ગાદી ક્યાં કરી હતી?

૧૨. કવિ દલપતરામે 'લોભ અને તૃષ્ણા'ને માટે કયો દોહરો લખ્યો છે?

## ૧૮

૧. (क) નાણાંનો ઉપયોગ સમજાવો. (ख) પ્રથમ નાણાં તરીકે કયો પદાર્થ વપરાતો હતો?

૨. ગુરુત્વાકર્ષણનો નિયમ કોણે શોધી કહાડયો હતો?

૩. મકરંદ, લલિત, બુલબુલ, બીરબલ, સાગર, એવી સંજ્ઞાઓ ક્યાં વાપરવામાં આવે છે?

૪. ઈસ્લામી ધર્મમાં કયા કયા પંથો છે, અને એ પંથોમાં મુખ્ય ભેદ શો છે?

૫. (क) પૃથ્વી કરતાં સૂર્ય કેટલા ગણો મોટો છે?

(ख) પૃથ્વીથી સૂર્ય કેટલે અંતરે છે?

૬. શિવાજીના અષ્ટ પ્રધાન કોણ હતા?

૭. 'ગ્રેફાઈટ' એ શું છે, અને તે શા ઉપયોગમાં આવે છે?

૮. રેલ્વે લાઈન ઉપર પાટિયાં તેમજ પથરા દાટી તેના ઉપર આંકડા લખે છે, તે ઉપરથી શું સમજવાનું હોય છે?

૯. હાલની કેટલીક પારસી સ્ત્રી લેખકોનાં નામ નામ આપો.

૧૦. ફોસફરસ શેમાંથી નીકળે છે, અને તે શા ઉપયોગમાં આવે છે?

૧૧. (क) 'સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાઇટી' એ શું છે?

(ख) એનો મુખ્ય ઉદ્દેશ શો છે?

(ग) એ કોણે સ્થાપી છે?

૧૨. નીચેની કહેવતોનો અર્થ સમજાવો, અને તે કેવે પ્રસંગે વપરાય છે તે કહો:-

(क) હીરો ને વળી કુંદને જડયો.

(ख) શેર મગદળના શાહેદી.

(ग) ધર્મે જય અને પાપે ક્ષય.

## ૬૬

૧. નીચેના શબ્દો સમજાવો :-

હુંડિયામણ, વટાવ, સરભર, કાંધાં, પાંજરાં, પૉલીસી ઉતરાવવી.

૨. માણસના મ્હોંમાં દાંત કેટલા હોવાનું સાધારણ રીતે બોલાય છે, અને ખરેખર કુલ કેટલા દાંત છે?

૩. શિવાજીનાં ખાસ લક્ષણો જાણતા હો તે કહો.

૪. ભગવાન્ 'મનુ'એ ધર્મનાં દશ લક્ષણ કહ્યાં છે, તે કયાં કયાં ?

૫. તારના થાંભલાપર ચીનાઈ પ્યાલા ગોઠવી તે પર તારનું દોરડું વીંટાળવામાં કે બાંધવામાં આવે છે, તેમાં ચીનાઈ પ્યાલાની શી જરૂર છે?

૬. મુંબઈ ઇલાકાના કેટલાક સંભાવિત મુસલમાન ગૃહસ્થો અને લેખકોનાં નામ આપો.

૭. ઝાકળ, કરાં, વરસાદ, ધુમસ એ કયા પદાર્થનું રૂપાંતર થયેલું છે, તે સમજાવો.

૮. (क) ગોળો સપાટ જમીનપર ગબડે છે, તેનું કારણ કહો. (ख) ગબડતો ગોળો અટકી જાય છે, તેનું કારણ સમજાવો.

૯. પ્રાચીન પાંચ સતીઓનાં નામ આપો.

૧૦. કયા લોકોમાં મડદાંને સંઘરી રાખવાનો રિવાજ હતો ?

૧૧. ડુંગર કે ઉંચી જગ્યા ઉપર ચઢતાં શ્વાસ લેતાં મુશ્કેલી પડે છે, અને ચામડી ફાટી જાય છે, તેનું કારણ શું ?

૧૨. સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ભાષાંતર થયેલાં એવાં પાંચ ધર્મશાસ્ત્રનાં પુસ્તકનાં અને પાંચ નાટકોનાં નામ આપો, તથા એ દરેકના ભાષાંતર કર્ત્તાનાં નામ કહો.

# ૧૦૦

૧. ઓન. મી. મહાદેવ ભાસ્કર ચૌબલ, ઓન. સર એસ. પી. સીંહા, સર પ્રભાશંકર પટ્ટણી, શેઠ મનસુખભાઈ ભગુભાઈ, શેઠ ગોકલદાસ તેજપાલ —એમના સંબંધમાં મુખ્ય જાણુવા જેવી અગત્યની બાબતો કઈ કઈ છે તે કહો.

૨. પાણીમાં મીઠું અને ખાંડ નાખીએ તો કયું વધારે ઓગળે છે ?

૩. સા, રી, ગ, મ, પ, ધ, ની, એ શું છે અને તેનો ઉપયોગ શો છે ?

૪. નર્મદાશંકર, રણુછોડભાઈ ઉદયરામ, ભાઈશંકર નાનાભાઇ અને મણિલાલ નભુભાઇ–એમણે રચેલાં નાટ્કોનાં નામ આપો.

૫. શંકર, રામ, લાલ, ભાઇ, સંગ, દાસ, રાય, સિંહ, રાવ–એ શબ્દો જેમનાં નામને છેડે હોય, તે લોકો ઘણે ભાગે કઈ જ્ઞાતિના હોય છે ?

૬. (क) બલુન એ શું છે ? (ख) તે શાથી ઉડે છે ? (ग) તેનો શો ઉપયોગ કરવામાં આવે છે ?

૭. હાડકાંમાં કયા કયા પદાર્થો હોય છે ?

૮. દીવામાંનું તેલ વાટમાં કયા નિયમથી ઉપર ચઢે છે?

૯. ટપાલમાં બીડવાનાં હાલનાં જેવા મોટા કદનાં પોસ્ટ કાર્ડો વેચવાનું ટપાલ ખાતામાં કયા વર્ષમા દાખલ થયું હતું ?

૧૦. (क) પાસો, પાસું; (ख) પાળો, પાળી, પાળું; (ग) પાલો, પાલી, પાલું;–એના અર્થ સમજાવો.

૧૧. (क) દર ત્રીજી સાલે અધિક માસ આવે છે, તેનું કારણ સમજાવો. (ख) કયા માસ અધિક માસ તરીકે ઘણાં વર્ષથી આવતા નથી? (ग) કયા માસ કેટલે વર્ષે ફરીને અધિક તરીકે આવે છે?

૧૨. મુંબઈ ઈલાકામાં પ્રસૂતિગૃહ ક્યાં ક્યાં કાઢવામાં આવ્યાં છે?

## ૧૦૧

૧. ગોળ–આ શબ્દના જેટલા અર્થ થતા હોય, તે જૂદા જૂદા વાક્યમાં વાપરી બતાવો.

૨. ગુજરાતી ભાષામાં ઐતિહાસિક વાર્ત્તા લખનાર ત્રણ ગ્રંથકારનાં નામ આપો.

૩. સૂર્યમાંથી તેજ (પ્રકાશ) પૃથ્વી ઉપર આવવાને કેટલો વખત લાગે છે?

૪. રાતા રંગનો નીલો રંગ કરવો હોય, અને નીલા રંગનો રાતો રંગ કરવો હોય, તો કયા કયા પદાર્થોનું મિશ્રણ કરવું પડે છે?

૫. તારમાં ખબર શી રીતે જતી હશે?

૬. કાઠિયાવાડમાં ઉન્હા પાણીના કુંડ ક્યાં આવેલા છે?

૭. આકાશમાં ગર્જના તથા વિજળી થાય છે, તેનાં કારણો સમજાવો.

૮. મગજને માટે કેવી જાતનાં પદાર્થ વધારે ઉપયોગી અને પુષ્ટિકારક ગણાય છે?
૯. ગુજરાતી ભાષામાં રચેલાં પ્રભાતિયાં કોનાં ઘણાં વખણાય છે?
૧૦. (ક) 'ગંગા જમની' એ શબ્દ શેના સંબંધમાં વપરાય છે?
(ખ) (૧) કેસરિયાં કરવાં; (૨) ગણપતિ બેઠા; (૩) મહેલનાં દરવાનના હાથ પૂજ્યા વિના અંદર જવાય નહીં–આ સમજાવો.
૧૧. નીચેની સંસ્થા વગેરે સંબંધી શું જાણો છો:– (૧) પાંજરાપોળ, (૨) બોમ્બે રોયલ એશિયાટિક સોસાઇટી, (૩) અમદાવાદ વૈશ્ય સભા, (૪) જૈન પુસ્તક ભંડારો.
૧૨. કેપ્ટન જર્વિસ, જેમ્સ ગ્રેહામ, ખા૦ બા૦ જમશેદજી અરદેશર દલાલ–એમણે ગણિતનાં સંબંધમાં રચેલાં પુસ્તકોનાં નામ આપો.

## ૧૦૨

૧. 'ભગીરથ પ્રયત્ન' આનો અર્થ શું? આ શબ્દો કઈ કવિતાને લાગુ પડે છે?
૨. કયા કયા પદાર્થોમાં ઘર્ષણ વિજળીનો ગુણ રહેલો છે?
૩. એક વિઘા જેટલી જમીનમાં બાજરી, ઘઉં, કપાસ, ડાંગેર, જુવાર, તમ્બાકુ–એનો પાક કરવા સારૂ બી કેટકેટલું જોઇએ, અને તેનો સાધારણ રીતે સારા વર્ષમાં પાક કેટલો ઉતરે?

૪. એક ઇંચ વરસાદ પડયો, એટલે તેમાં શું સમજ્યા ?

૫. પાણી હલકું અને ભારે, કઠણુ અને નરમ, શા ઉપરથી કહેવામાં આવે છે, અને કયું પાણી સારૂં ગણાય છે ?

૬. નીચે જણાવેલાં ગૃહસ્થો સંબંધી જાણવા જેવી હકીકત ટુંકામાં આપોઃ—

(૧) શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ.

(૨) સર સલાર જંગ.

(૩) ડા૦ સર રામકૃષ્ણ ગોપાળ ભંડારકર.

(૪) સર જમશેદજી જીજીભાઈ.

(૫) રા૦ બા૦ લાલશંકર ઉમિયાશંકર.

(૬) જસ્ટીસ કાશિનાથ ત્ર્યંબક તેલંગ.

૭. (૧) વાછરડાં, (૨) પાડાં, (૩) લવારાં, (૪) આડરાં, (૫) વછેરાં, (૬) ખોલકાં, (૭) કુરકુરીયાં—એ નામ કોને માટે વપરાય છે ?

૮. રૂટર (રોઇટર) ના તાર, એથી તમે શું સમજો છો ?

૯. સોનું, રૂપું, તાંબુ, લોઢું, જસત, કલઈ, જર્મન સિલવર, એલ્યુમિનિયમ, સીસું, કાંસું,—એમાં શુદ્ધ ધાતુ કઈ છે, અને મિશ્ર ધાતુ કઇ છે, અને મિશ્ર ધાતુઓ કઈ કઇ ધાતુનું મિશ્રણ છે ?

૧૦. ખોરાક સારો ચાવીને ખાવાની જરૂર શી છે ?

૧૧. પર્વતો અને સમુદ્રો હવા ઉપર શી અસર કરે છે?

૧૨. (क) સમ્રાટ્ એડવર્ડ સાતમા કેટલી ઉમરે ક્યારે ગાદી ઉપર બેઠા હતા ?

(ख) એ ખાસ કયા ગુણને માટે વખણાયલા છે ?

## ૧૦૩

૧. (क) એકવીસ તોપનું માન કયા રાજાઓને મળે છે?
(ख) તે હરેક રાજ્યની ઉપજ કેટલી ગણાય છે?

૨. (क) ગળી અને વાદળી એ શું છે?
(ख) તેનો ઉપયોગ શેમાં થાય છે?

૩. નીચે જણાવેલા ગૃહસ્થો પોતાનાં કેવાં કામો વગેરે માટે નામાંકિત થયેલા છેઃ–
(૧) ઝવેરીલાલ ઉમિયાશંકર.
(૨) સર મંગળદાસ નથુભાઈ.
(૩) સુજ્ઞ ગોકુલજી ઝાલા.
(૪) ગોપાળ કૃષ્ણ ગોખલે.

૪. ફટકડી ક્યાંથી મળે છે ને તેનો શો ઉપયોગ કરવામાં આવે છે?

૫. જાપાન દેશનો સુધારો કેટલાં વર્ષનો ગણાય છે? એ દેશની ચઢતી થવાના કારણો આપો.

૬. મોટાં મકાનો ઉપર છેક ટોચથી નીચે ભોંય સૂધી તાર વળગાડેલા હોય છે, તેનો હેતુ સમજાવો.

૭. 'વેલ્યુ પેએબલ સિસ્ટમ' ટપાલ (પોસ્ટ) ખાતામાં ક્યારથી અમલમાં મૂકાઈ હતી?

૮. માઉન્ટ એવરેસ્ટ કેટલો ઉંચો છે, અને પાસિફિક મહાસાગર કેટલો ઉંડો છે?

૯. રા. બા. ભીમભાઈ કીરપારામે કયું પુસ્તક તૈયાર કરવાંમાં મી૦ કેમ્પબેલ સાહેબને ઘણું

મદદ કરેલી, અને તેના ઉપરથી ગુજરાતીમાં કોણે કયા નામનાં પુસ્તક તૈયાર કર્યાં હતાં?

૧૦. (क) 'કલાપી' એ સાંકેતિક નામ કોણે વાપરેલું છે?

(ख) તેની ખ્યાતિ શા ઉપરથી થયેલી છે?

૧૧. સને ૧૮૮૭ માં સાક્ષરશ્રી નવલરામે લખ્યું છે કે, "એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂક્યું છે કે, આ જમાનાના કવિ તે બેજ. આ સમે કવિતા કરનારા તો જોઈએ તેટલા છે, અને તેમાં થોડાક સારા કવિ પણ છે; પરંતુ જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વે ગુજરાતીના મનમાં આ બેમાંનાજ કોઈ એકની થાય છે." આ બે કવિ તે કોણ ને ક્યાંના વતની હતા? તે ઉપરાંત 'થોડાક સારા કવિ' હોવાનું લખ્યું છે, તેમનાં નામ આપો.

૧૨. નીચેની કવિતા વગેરેના અર્થ સમજાવો:—

(क) લાખ ખરચતાં સાખ નવ મળે,
સાખ ગયે સૌ ખાખ.

(ख) નામ રહંતા ઠાકરાં, નાણાં નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડ્યાં નહીં પડંત.

(ग) ભાષા ગુર્જરી આર્યવર્ત્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જરગિરા, સોહાય સોહમણી;
સાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઈ છે, આ થાય શિરોમણિ.
અર્પો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.

# ૧૦૪*

૧. વડોદરા રાજ્યનું ક્ષેત્રફળ કેટલું છે ?

૨. વડોદરા રાજ્યની સ્ત્રી અને પુરૂષની પ્રાંતવાર વસ્તી કેટલી છે ?

૩. વડોદરા રાજ્યમાં પ્રાંતવાર તાલુકા (મહાલ) ને કુલ ગામ કેટલાં છે ?

૪. દરેક પ્રાંતમાં મોટામાં મોટું શહેર કયું છે, અને રાજદરબારી કામ માટે કયું ગામ કે શહેર મુખ્ય ગણાયું છે, તથા તે દરેકની વસ્તી કેટલી છે ?

૫. શ્રીમંત મહારાજા સયાજીરાવનો જન્મ દિવસ કયો છે ?

૬. (क) શ્રીમંત મહારાજા સયાજીરાવ કઈ જ્ઞાતિના છે ?

(ख) એમના કુંવરોનાં નામ આપો.

૭. વડોદરા રાજ્યમાં કયા કયા પ્રકારનાં દવાખાનાં છે?

૮. વડોદરા રાજ્યમાં જાત્રાનાં સ્થળો કયાં કયાં છે ?

૯. વડોદરેથી દ્વારકા જવાના રસ્તા કયા કયા છે, અને તે પૈકી કયે રસ્તે જતાં ખરચ કમી થાય છે ?

૧૦. વડોદરા રાજ્યમાં પહેલાં નાણું કયું ચાલતું હતું, અને હાલમાં કયું કયારથી ચાલે છે ?

---

* ટીપ—પ્રશ્નપત્ર ૧૦૪–૧૦૫–૧૦૬–૧૦૭ વિશેષ કરીને વડોદરા રાજ્યને લગતા છે. આ ઉપરાંત જુઓ પ્રશ્નપત્ર ૧ થી ૪ એ દરેકનો પહેલો પ્રશ્ન તથા ૩૯ નો અગિયારમો.

૧૧. વડોદરા શહેરમાં લક્ષ્મી વિલાસ નામનો રાજમહેલ છે, તે બાંધવામાં કેટલો ખરચ થયો હશે?

૧૨. વડોદરા રાજ્યમાં વધારેમાં વધારે તાપ ક્યાં કેટલો પડે છે?

## ૧૦૯

( વિશેષ કરીને વડોદરા રાજ્યને લગતો છે. )

૧. વડોદરા રાજ્યમાં ત્રણ હજાર અને તે ઉપરાંત વસ્તીવાળા ગામનાં નામ વસ્તીનાં આંકડા સાથે આપો.

૨. (क) વડોદરા રાજ્યની વાર્ષિક ઉપજ કેટલી છે?
(ख) કયા કયા ખાતાની કે કઈ શાખાની ઉપજ પાંચ લાખ કરતાં વધારે છે?

૩. (क) આ રાજ્યનો વાર્ષિક ખરચ કેટલો છે?
(ख) કયા કયા ખાતાનો ખરચ આઠ લાખ કરતાં વધારે છે?

૪. શ્રીમંત મહારાણી ચીમનાબાઈ સાહેબનું નામ કયાં મોટાં બાંધકામ સાથે જોડવામાં આવેલું છે?

૫. શ્રીમંત મહારાજા સયાજીરાવને કયા અંગ્રેજ ગૃહસ્થનું શિક્ષણ મળેલું હતું?

૬. વડોદરા રાજ્યના પ્રદેશમાં કઈ કઈ નદીઓ વહે છે, ને તેના ઉપર કયાં ગામ કે શહેર આવેલાં છે?

૭. નવસારી, સંખેડા, પાટણ, આતરસુંબા, વડોદરા કલાભવન, વડોદરા સેન્ટ્રલ જેઇલ–એ દરેક કઈ વસ્તુની બનાવટ માટે પ્રખ્યાત છે?

૮. વડોદરા રાજ્યમાં બંદરો ક્યાં ક્યાં છે ?
૯. વડોદરા રાજ્યમાં મુખ્ય વર્તમાનપત્રો અને માસિક પત્રો ક્યાં ક્યાં છપાય છે ?
૧૦. વડોદરા રાજ્યમાં સરાસરી કેટલા ઇંચ વરસાદ પડે છે ?
૧૧. (क) પાટણ શહેર શાને માટે પ્રખ્યાત છે ? હાલમાં એની વસ્તી કેટલી છે ?
(ख) જાત્રાળુ લોકો સિદ્ધપુર શા માટે જાય છે?
(ग) ત્યાં કયું પ્રાચીન કામ જોવા લાયક હતું ?
૧૨. (क) વડોદરામાં સ્વારીઓ ક્યારે ક્યારે નીકળે છે?
(ख) કયે કયે દિવસે વડોદરામાં દરબાર ભરાય છે?

## ૧૦૬

(વિશેષ કરીને વડોદરા રાજ્યને લગતો છે.)

૧. 'સયાજી સરોવર' એ શું છે ? એ બાંધવામાં કેટલો ખર્ચ થયેલો છે ?
૨. શ્રીમંત મહારાજા સયાજીરાવે કયા કયા દેશોમાં મુસાફરી કરી છે ?
૩. આ રાજ્યમાં ફરજીયાત શિક્ષણની કયા મહાલમાં કયા વર્ષમાં શરૂઆત કરવામાં આવી હતી ?
૪. નરવા, ભાગદાર (ભાગવાર) અને બારખલી, એ શબ્દો સમજાવો ?
૫. વડોદરા શહેરમાં કયા કયા ખાતાની કઈ કઈ સરકારી કચેરીઓ છે ?

૬. કયા કયા પ્રકારની કેળવણી માટે વડોદરા રાજ્યમાં સવડ થયેલી છે?

૭. વડોદરા રાજ્યમાં પ્રજા વર્ગને જ્ઞાન વધારવાનાં સાધનો કયાં કયાં છે?

૮. (क) છેલ્લાં ૩૫ વર્ષમાં વડોદરામાં જે જે દિવાનો થઈ ગયા, તેમનાં નામ જ્ઞાતિસહુ આપો.

(ख) વડોદરાના સંબંધમાં આવેલા કેટલાક વિદ્વાન્ શાસ્ત્રીઓનાં નામ આપો.

૯. 'શ્રાવણ માસ પરીક્ષા' વડોદરામાં ક્યારે લેવાય છે, અને તે પાસ થનારને શા લાભ થાય છે?

૧૦. વડોદરા રાજ્યમાં મોટામાં મોટું સંગ્રહસ્થાન કયાં આવેલું છે?

૧૧. વડોદરા રાજ્યના (૧) રેવિન્યુ ખાતાના (૨) ન્યાય ખાતાના અને (૩) કેળવણી ખાતાના અધિકારીઓના ક્રમવાર ઓદ્ધાઓ જણાવો.

૧૨. (क) કેવા પ્રકારનાં કઈ કઈ ભાષામાં પુસ્તકો પ્રકટ કરવા કરાવવામાં શ્રીમંત મહારાજા સયાજીરાવે ઘણી ખંત રાખી છે અને ખર્ચ કર્યો છે?

(ख) ગ્રંથોત્તેજન માટે વડોદરા રાજ્યમાં બીજી શી શી વ્યવસ્થા કે સવડ થયલી છે?

# ૧૦૭

( વિશેષ કરીને વડોદરા રાજ્યને લગતો છે. )

૧. વડોદરા રાજ્યમાં ઝવેરખાનામાં ઐતિહાસિક અને જોવા જેવી ચીજો કઈ કઈ છે ?

૨. સુતર કાંતવાનાં અને કાપડ વણવાનાં કારખાનાં ( મીલો ) વડોદરા રાજ્યમાં હાલ કયાં કયાં ચાલે છે ?

૩. 'વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરી' સંબંધી હકીકત ટુંકામાં કહો.

૪. વડોદરા રાજ્યમાં છેલ્લાં ૧૦૦ વર્ષમાં થઈ ગયલા કેટલાક મોટા પુરૂષોનાં નામ આપો.

૫. વડોદરા રાજ્યને અંગે રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ શેને માટે જાણીતા થયેલા છે ?

૬. વડોદરા રાજ્યમાં કુલ રેલ્વે લાઇન કેટલા માઈલ છે, અને તેની મુખ્ય શાખા કઈ કઈ છે ?

૭. જુનાં કોતરકામ વડોદરા રાજ્યમાં કયાં કયાં માલુમ પડે છે ?

૮. વડોદરા રાજ્યમાં ચાંદી સોનાની તોપ કયા મહારાજાએ કરાવી હતી, અને તેની કિમ્મત કેટલી ગણાય છે ?

૯. વડોદરા રાજ્યમાં કવિઓ થઈ ગયા હોય, તેમનાં વતન અને નામ આપો.

૧૦. વેપાર, ઉદ્યોગ અને ખેતી કામનાં ઉત્તેજન માટે, અને પ્રજાની આરોગ્યતા માટે શા શા ઉપાય વડોદરા રાજ્યમાં લેવાયલા છે?

૧૧. વડોદરા રાજ્યમાં કાળીપરજનાં છોકરાંઓની કેળવણી માટે કેવા પ્રકારની વ્યવસ્થા ક્યાં ક્યાં ક્યારથી કરવામાં આવેલી છે?

૧૨. 'જીન ઘર જીન તખ્ત' એવું સૂત્ર વડોદરા રાજ્યમાં વપરાય છે, તેનો અર્થ સમજાવો.

## ૧૦૮

૧. (क) સમ્રાટ્ પંચમ જ્યૉર્જ કેટલી ઉમ્મરે ક્યા વર્ષમાં ગાદીએ આવ્યા?

(ख) હિંદુસ્તાનના લોકોની પ્રીતિ તેમણે ક્યા કાર્યથી વિશેષ મેળવી છે?

૨. (क) મુંબઈ ઇલાકામાં હુન્નર ઉદ્યોગની કેળવણી ક્યાં ક્યાં અપાય છે?

(ख) આવી કેળવણી લેવાને વિદ્યાર્થીને મદદ આપી દેશાવર મોકલવા સંબંધી યોજના ક્યાં ક્યાં થયેલી છે?

૩. (क) 'ધર્મ વિચાર' નામનો ગ્રંથ કોણે લખ્યો છે?

(ख) કર્ત્તાની કેટલી વયે તે લખાયલો હતો?

(ग) આ પુસ્તકના સંબંધમાં સાક્ષરશ્રી નવલરામ કેવો અભિપ્રાય આપે છે?

૪. (क) તન્દુરસ્ત સ્થિતિમાં નાડીના ધબકારા કેટલા હોવા જોઇએ ?
(ख) તેનાથી કમી કે જાસ્તી હોય તો શરીરની સ્થિતિને માટે શું સમજવું ?

૫. (क) વૌઠાની જાત્રા ક્યારે ભરાય છે ?
(ख) વૌઠા આગળ કઈ સાત નદીઓ ભેગી થાય છે ?

૬. (૧) બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે, (૨) જી. આઈ. પી. રેલ્વે, (૩) આર. એમ. રેલ્વે, (૪) આઈ. સી. એસ., (૫) સી. આઈ. ઈ.—આ સંજ્ઞાવાચક શબ્દો આખા લખો અને સમજાવો.

૭. (क) ઇંગ્લન્ડમાં પ્રાઇમ મિનિસ્ટર (મુખ્ય પ્રધાન) કોણ પસંદ કરે છે ?
(ख) પ્રધાનમંડળ ( કેબિનેટ ) ના પ્રધાનોની પસંદગી કોણ કરે છે ?

૮. (क) શીઘ્ર કવિ કોને કહે છે ?
(ख) મુંબઈ ઇલાકામાં શીઘ્ર કવિ તરીકે પ્રખ્યાત થયા હોય, તેમનાં નામ આપો.

૯. કાકતાલિય ન્યાય, રાત્રીની પૂર્વજા, અગસ્ત્યના વાયદા, રામબાણ ઉપાય, એ બરોબર સમજાવો.

૧૦. ગ્રીનિચ (ઇંગ્લન્ડ)માં બપોરના બાર વાગ્યા હોય ત્યારે નીચે જણાવેલે સ્થળે કેટલા વાગ્યા હોય છેઃ—
(૧) કલકત્તા, (૨) ન્યુ યોર્ક, (૩) મદ્રાસ, (૪) મુંબઈ, (૫) પેકીન, (૬) સીડની (ઓસ્ટ્રેલિયા), (૭) સુએઝ.

૧૧. નીચેની લીટીઓ કોણે લખેલી છે તે જણાવો અને તેનો અર્થ સમજાવો:-

શીત કાળ તો ગયો વસંતરાજ આવતો,
પુષ્પરંગ ને સુવાસ સર્વ મંન ભાવતો;
નાદ તે યશસ્વી પ્રૌઢ પ્રેમ શૌર્ય કાજનો,
દેશમાં વધો રૂડા શિયાજિરાવ રાજનો.

૧૨. નીચેનો શ્લોક કયા પુસ્તકમાં કોણે લખેલો છે તે જણાવો અને તેનો અર્થ આપો :-

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સખિ ઉપરી;
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખિ જન થકી, એ આશ પૂરો હરિ !

?

## છગનલાલ ઠાકોરદાસ મોદી તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો વગેરે.

| | | |
|---|---|---|
| ૧ | ઈરાવતી ( ૨જી આવૃત્તિ ) | ૧–૮–૦ |
| ૨ | નીતિબોધ | ૦–૬–૦ |
| ૩ | પુત્રીશિક્ષા | ૦–૪–૦ |
| ૪ | હિતવચનમાળ | ૦–૧–૦ |
| ૫ | નળાખ્યાન–પ્રેમાનંદકૃત–૨૫ કડવાં સટીક | ૧–૦–૦ |
| ૬ | સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા | ૧–૦–૦ |
| ૭ | સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળાના ખુલાસા | ૩–૦–૦ |
| ૮ | જ્ઞાન ગમ્મત (બાળકોને જ્ઞાન સાથે ગમ્મત આપનારાં પત્તાંઓનો સટ) | ૦–૬–૦ |